# બ્રહ્મ વિદ્યા.



પ્રકાશક:-ઠાકોર સાહેબ શ્રી અમરસિંહજી

સ્વસ્થાન ઉત્ની.

# બ્રહ્મવિદ્યા




— લેખક —

મુક્તીરામ ગણુપતીરામ શર્મા.

— પ્રકાશક —

ઠાકોર શ્રી અમ્મરસિંહજી સાહેબ સ્વ. ઉંડણી



સંવત ૧૯૯૬ | પ્રત ૧૦૦૦ | સન ૧૯૪૦



આવૃત્તિ ૩ જી | સર્વ હક્ક સ્વાધીન

કિંમત મહદ

—મદદ મોકલવાનું તથા પુસ્તકો મંગાવવાનું ઠેકાણું—

જયનારાયણ મુક્તીરામ ભટ્ટ. મુ. જાદર

પોસ્ટ–સ્ટેશન–જાદર, ઈડર સ્ટેટ

એ. પી. રેલ્વે. અમદાવાદ–ગુજરાત.





મુદ્રક:

ભુધરભાઈ હુકાભાઇ બ્રહ્મભટ્ટ

ધી નવયુગ મુદ્રણાલય, શાહપુર,

નાગોરીવાડ જીવાભાઇની ખડકી,

અ મ દા વા દ

# 卐 અર્પણ પત્રિકા 卐

હે આદીશ્વરાનંદ, પુર્ણાનંદ, બ્રહ્માનંદ, મહેશ્વરાનંદ,
સત્ચીદાનંદ, વિશ્વાનંદ, દેવાનંદ, આત્માનંદ, સર્વાનંદ,
અદ્વૈતાનંદ, અખંડાનંદ, ભૂમાનંદ, પરમાનંદ, સ્વયં-
પ્રકાશી યોગાનંદ, એવા અમારા સત્યસ્વરૂપ આપની પ્રેર-
ણાવડે આ પુસ્તક બની શક્યું છે તે ધર્મવીર ધર્માત્મા
શ્રી ઠાકોર સા. શ્રી અમ્મરસિંહજી સાહેબ. સ્વ.
ઉંડણી. જેઓ અનેક પ્રકારનાં શુભ કાર્યો આપશ્રી
પરમાત્મા પ્રીત્યર્થે કરી રહ્યા છે તથા તમારા
જગતસ્વરૂપના ઉપયોગ સારૂ આ અમર વિદ્યાના
પુસ્તકનું છપામણી ખરચ આપીને ભકતોના
આશીર્વાદ લઈ રહ્યા છે તથા પોતાના અમર
આત્માનું અવીનાશી સુખ શાન્તિવાળું
મુળ સદાનું સ્વરૂપ જાણી રહ્યા છે
તેમનું અનંત ગણુ ભલું
કરશોજી.

લી૦ આપનો શેવક મુક્તીરામના પ્રણાણ

# અનુક્રમણિકા



# પ્રસ્તાવના.

---:-:---

શ્રી સદ્‌ગુરૂની કૃપાથી આ પુસ્તક લખાણું છે તેમની સભામાં હું બેઠો હતો. ત્યાં તેમણે એવું કર્યું કે આ મારૂં શરીર માણસો પૃથ્વી કે બીજું કાંઈ દેખાયું નહિ. પણ દશે દિશાઓમાં આકાશ જેવો તેજનો પુર્ણ મહાસાગર દેખાતો હતો પછી મધ્યમાં મોટા સુર્યના પ્રતીબીંબ જેવું પુરૂપાકૃતિ તેજ જોવામાં આવ્યું. તે વખતે આ મહાત્માની મરજીથી મને વિચાર આવ્યો કે આ સુર્યની અંદર સર્વ સૃષ્ટીનો સમાવેશ થયેલો છે તેમાં જડ વસ્તુઓ રૂપી લક્ષ્મી અને ચેતન સર્વના આત્મારૂપે શ્રી કૃષ્ણ નારાયણ ભરેલા છે. આ ચીદાકાશરૂપી રામ સુર્ય રૂપી સૃષ્ટીમાં રમી રહ્યો છે. તે શ્રી કૃષ્ણજ કામ કરાવી રહ્યો છે. પછી આ સુર્ય અને આકાશ દેખાતાં મટી ગયાં ને હતું તેમ જોવા લાગ્યો. આથી સમજવાનું કે આપણું છે તે બધું આ પરમાત્માનું છે. ને પરમાત્માનું છે તે બધું આપણું છે. શ્રી લક્ષ્મીનારાયણ, સીતારામ, શીવપાર્વતી કે સર્વ રૂપ એ તેમનાજ શરીર મુર્તી સ્વરૂપ કે ધરની રમતરૂપ છે. તેમનું જ્ઞાન ઐશ્વર્ય, ધર્મ, જશ, લક્ષ્મીને વૈરાગ્યને જાણવા માટે ભક્તી કરવાથી સારી બુદ્ધીને સુખ મળે છે તથા શરીર છોડ્યા પછી તે રૂપને સુખ મળે છે. એમ ધર્મશાસ્ત્રોને ગુરૂઓ જાણે છે. આ બાબતનું સંપુર્ણ જ્ઞાન વ્યવહારોપયોગી ને સ્વાદીષ્ટ મેળવવા તમારા ભલાને માટે બ્રહ્મવિદ્યા નામનું આ પુસ્તક શક્તિ પ્રમાણે મદદ આપીને લઈ લેવું.

સંસારના દુઃખોમાંથી છુટવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ પરમાત્માની શોધમાં અનુકુળ વખત મળ્યા વગર સંસારત્યાગ, તીર્થયાત્રા

જપતપ દેવદર્શન વગેરે બળાત્કારે કરે છે પણ તેમને શ્રી સદ્દગુરૂનું અથવા શ્રી ભગવદગીતા કે શ્રી ભાગવત રામાયણ કે શ્રી યોગવાસીષ્ઠ મહારામાયણને ઉપનીષદો જેવું સારૂં જ્ઞાન ન મળે ત્યાં સુધી મનને સંતોષ ને સમાધાન થતું નથી, તેથી તથા નિશાળોમાં વિદ્યાર્થીઓને બધી વિદ્યાઓ સાથે બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપવાથી તેઓ સંસાર વ્યવહારનાં કામો ઉત્તમ રીતે બજાવીને અજ્ઞાન, દુર્ગુણો, કુચાલો. નિર્ધનતા પરાધીનતા ને જન્મ મરણ વગેરે સર્વ દુઃખ મટાડી ભક્તીના ફળને ભોગવે તેવું ધ્યાનમાં રાખીને આ નાની ચોપડી બનાવવાની જરૂર જણાતી હતી. હાલની પ્રાથમીક શાળાઓમાં, સુમીતી, ઇતિહાસ, વ્યાકરણ, મોટું ગણિત વગેરે જ્ઞાનમાં કેટલોક નીરૂપયોગી વીસ્તાર કર્યો છે, પણ બ્રહ્મજ્ઞાન, બ્રહ્મચર્ય, આરોગ્ય વિદ્યા ને ધંધારોજગારનો વ્યવહારોપયોગી વીસ્તાર જણાતો નથી. તેથી તેનું પણ આમાં ટુંકામાં વીવેચન કર્યું છે શ્રી ગીતાજીમાં કહ્યું છે કે **अध्यात्म विद्या विद्यानां** એટલે સર્વ વિદ્યાઓમાં આ વિદ્યા શ્રેષ્ટ છે માટે નીશાળોમાં આ જ્ઞાન મળવું જોઇએ એવી આ બ્રહ્મભક્તી એટલે બ્રહ્મજ્ઞાન પ્રમાણે જગતમાં વર્તવાનું આમાં જણાવ્યું છે. તો સર્વે સજ્જનો થોડામાંથી ઘણું વિચારી લઇ ગુણુજ ગ્રહણ કરી જીંદગી સફળ કરશે જ. આ સર્વાત્મક સત્યજ્ઞાનથી અન્ય સર્વ ધર્મીઓનો દ્વેષભાવ મટી પ્રેમભાવ થવા શ્રી ગીતાની પેઠે સ્વતંત્ર બુદ્ધીથી મદદ કરશોજી.

લી૦ સર્વનો સેવક,

**મુક્તિરામ ગણપતીરામ શર્મા**

**ના શુભ આશીર્વાદ.**

ॐ શ્રીગણેશાય નમઃ

# બ્રહ્મ વિદ્યા.

## વિશ્રામ ૧ પહેલો.

### બ્રહ્મમાં ઉત્પત્તિ.

એ પરમાત્માનાં રૂપ સર્વે આત્માઓ કોઇ વસ્તુ બનાવ્યા વગર બનતી નથી તો આવડી મોટી જગતની રમત બનાવનાર જે તે પરમાત્મા છે તે ન હોય તો આ જગત હોય નહિ એવું તમારી બુદ્ધી કબુલ કરે છે. જેમ રાજા પણ નકામો બેસી રહેતો નથી અને બાળક પણ કાંઈ કાંઇ રમત કરે છે ને શરીર હલવે છે તેમ પરમાત્મા જગતનો સંચો ચલાવે છે. જેમ કીડીનો, હાથીનો ને આપણો નીરાકાર આત્મા પોતાના શરીરને જાણે છે ને હલાવે ચલાવે છે તેમજ નીરાકાર પરમાત્મા સાકાર સૃષ્ટિને જાણે છે ને હલાવે ચલાવે છે. તેનું સર્વ સ્વરૂપ આપણી માંસ માટીની આંખ્યોથી બધું દેખાતું નથી પણ સર્વના આત્મારૂપ એ પરમાત્માનું રૂપ સર્વ ઠેકાણે ભરેલું ભાવના અને જ્ઞાન પ્રમાણે બ્રહ્મજ્ઞાનથી ને યોગ બળથી દેખાય છે તથા દેહ છોડયા પછી દીવ્ય ચક્ષુ એટલે પરમાત્મા જેવી બુદ્ધીની નજરથી દેખી તથા જાણી શકાય છે જેવો તમારો આત્મા છે તેવાજ તે પુર્ણ આપણા મુળ આત્મારૂપ પરમાત્માનું ચરિત્ર એવું છે જેઃ—

૧. અમ્મર રહેનારા

૨. અમ્રત સમુદ્રમય સ્વરૂપવાળા.

૩. અન્નના સ્વરૂપવાળા
૪. અંદર તથા બહાર રહેનારા.
૫. અદ્ભુત સૃષ્ટી બનાવનારા.
૬. અનંત લક્ષ્મીવાળા
૭. અનંત બ્રહ્માંડોને સાચવનારા.
૮. અનંત પરાક્રમવાળા.
૯. અધર્મથી વર્તનારાને હરાવનારા.
૧૦. અપાર સમદર્શનવાળા
૧૧. અનન્ય ભક્તિવડે પ્રાપ્ત કરી શકાય એવા.
૧૨. આત્મજ્ઞાનરૂપ અમૃતનો સ્વાદ લેનાર, તથા દેનાર
૧૩. આકાશરૂપી અનંત ઉંડા સુંદર નામ શરીરમાં સર્વ જગ-
તને દેખાડનારા.
૧૪. ઇંદ્રિયોને વશ રાખનારા.
૧૫. ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારા.
૧૬. ઇચ્છાવાળાઓની ઇચ્છા પુરી પાડનારા
૧૭. ઉંચા નીચા અવતારોના ભેદ કરનારા.
૧૮. ઉદાર મનથી આનંદ આપનારા.
૧૯. ઉત્તમ જન્મ ધરનારા.
૨૦. ઉપદેશને ઉપજાવનારા.
૨૧. ઉત્તમ કીર્તિવાળા.
૨૨. ઉપર નીચે ને મધ્યે વસનારા.
૨૩. ઉત્તમ બુદ્ધીથી જણાય એવા.
૨૪. ઓછી બુદ્ધીથી ન જણાય એવા.
૨૫. ઔષધીયોને આપનારા.

૨૬. કદી નાશ ન થનારા.
૨૭. કપટી માણસોનો નાશ કરનારા.
૨૮. કલેશને મટાડનારી કૃપાવાળા
૨૯. કામ પ્રમાણે જુદાં જુદાં રૂપ ધરનારા.
૩૦. કામ પ્રમાણે ફળ મળવાની વ્યવસ્થાવાળા,
૩૧. કામ ક્રોધાદિ અંદરના શત્રુઓને મારનારા.
૩૨. ગરીબ ઉપર પ્રેમ રાખનારા.
૩૩. ગંભીર ને મધુર બોલનારા.
૩૪. ગંભીર સ્વરૂપવાળા
૩૫. ગુણવાનોને ગુણ આપનારા.
૩૬. ગુરૂઓના મહાગુરૂ મહાશીક્ષક.
૩૭. ઘણાં નામો ને રૂપવાળા.
૩૮. ઘણાં શરીરોવાળાં
૩૯. ઘણી પૃથ્વીયોવાળા.
૪૦. ઘણા યુગ–વખતવાળા.
૪૧. ઘણી ઉત્પત્તિ પાલનને પ્રલયવાળા.
૪૨. ઘણા વીસ્તારમાં સદા રહેનારા.
૪૩. ઘણી શોભાવાળા.
૪૪. ઘણી લક્ષ્મી આપનારા.
૪૫. ચતુર ચરીત્ર આપનારા.
૪૬. ચંદ્ર સૂર્ય ને વીજળીના સમુહ જેવી સુંદરતાવાળા.
૪૭. ચૌદ લોકનાં રૂપ ધરનારા.
૪૮. જન્મ મરણને ઘડપણ વગરના.
૪૯. જગતનો વિસ્તાર થવાનું સ્થાન.

૫૦. જગતની ઉત્પત્તી કરવામાં ઇચ્છાવાળા.
૫૧. જગતરૂપે વિસ્તાર પામેલા શરીરવાળા.
૫૨. જગતનો નાશ કરી પ્રાણીયોને રોવરાવનારા.
૫૩. જગતમાં રહેનારા જગતગુરૂ.
૫૪. જીવને ઇશ્વરનું એકપણું દેખાડનારા.
૫૫. જીતેન્દ્રિય માણસોને મળનારા.
૫૬. જીવોનાં કામ પ્રમાણે જગતને રચનારા.
૫૭. જીવોમાં રહી સુખ દેવા જુદાં જુદાં શરીર કરનારા.
૫૮. જેને કોઈ વધારે ઓછો વહાલો નથી એવા.
૫૯. દુર્ગુણીઓને દુઃખ દેનારા.
૬૦. દુર્ગુણો વીનાના સદ્ગુણોવાળા.
૬૧. દુઃખી પ્રાણીઓનાં ગ્રહદશાદિ દુઃખ મટાડનારા.
૬૨. દેવ લોકને સ્વર્ગમાં રહેવાનું સુખ દેનારા.
૬૩. દેવતાઓ તથા દેવીયોનાં રૂપ ધરનાર.
૬૪. ધન ઇચ્છનારાઓને ધન દેનારા.
૬૫. ધ્યાન કરવાથી મનમાં ધારણ કરાય એવા.
૬૬. ધાર્મીક સ્વભાવવાળા.
૬૭. ધર્મનું સંપુર્ણ રક્ષણ કરનારા,
૬૮. ધર્મનું જ્ઞાન દેવાની ઇચ્છાવાળા.
૬૯. ધર્મની સાક્ષાત મુર્તી રૂપ.
૭૦. ધર્મ, અર્થ, કામ ને મોક્ષ માટે ભજવાથી આપનારા.
૭૧. ધર્મ, દયા ક્ષમા, પ્રેમને ઔદાર્યથી ભરેલી આંખોવાળા.
૭૧. નવ દરવાજાવાળી શરીર નગરીમાં રહેનારા
૭૩. નરનારીના સંયોગથી નવા જીવનને પ્રગટાવનારા.

૭૪. નીત્ય શુદ્ધને મુકત સ્વભાવવાળા
૭૫. નિત્ય નીરંતર જાગૃત રહેનારા
૭૬. પોતાની મેળે ઉત્પન્ન થનારા
૭૭. પોતાનાજ આધારવાળા
૭૮. પોતાના સામર્થ્ય વડે પોતાને ધારણ કરનારા
૭૯. પોતમાં સર્વ પ્રકારની વીભૂતીને ધરનાર
૮૦. પોતાના સંપૂર્ણ તેજસ્વી સ્વરૂપમાં રહેનારા
૮૧. પોતાના સ્વરૂપમાંથી કદી ભ્રષ્ટ ન થનારા
૮૨. પોતાના મહીમા પ્રમાણે રહેનારા
૮૩. પોતાને તથા ભકતોનો મહીમા વધારનારા
૮૪. પોતાની પ્રજાનું પાલન કરનારા
૮૫. પોતાની માયામાં ભૂલાવનારા
૮૬. પોતાની ઈચ્છાઓ પુરી થયેલી હોવાથી ભકતોની ઇચ્છાઓ પુરનારા
૮૭. પોતાનુંજ માનનારાઓને નીયમમાં રાખનારા
૮૮. પોતાના સ્વરૂપથી રમનારા
૮૯. પવીત્ર મનવાળા તથા પવીત્ર કરનારા
૯૦. પૃથ્વી આદી પાંચ ભૂતોમાં રહેનારા
૯૧. પ્રજાને યોગ્ય કામ ઉપર સ્થાપનારા
૯૨. પ્રજા પર પુત્રના જેવો પ્રેમ રાખનારા
૯૩. પ્રાણીયોના જન્મ મરણાદીકની વ્યવસ્થા રાખનારા
૯૪. પાપીયોના કામને જેનારા
૯૫. પાપીયોના અભીમાનનો નાશ કરનારાં
૯૬. પુણ્યવાન પ્રાણીયોનું કલ્યાણ કરનારા

૯૭. પરમાનંદરૂપ અમૃત પીનારા તથા ભકતને પાનારા
૯૮. પરમાત્માના ધામમાં જવાની ઈચ્છાવાળા ભકતના સાધનરૂપ
૯૯. પ્રલય વેળા સર્વનાં જ્ઞાનોનો નાશ કરનારા
૧૦૦. પ્રલય વખતે સર્વને પોતાને વીશે એકરૂપ કરનારા
૧૦૧. બ્રહ્મરૂપે સર્વ વસ્તુઓને અનુભવનારા
૧૦૨. બ્રહ્મરૂપે સર્વને ઉપજાવનારા
૧૦૩. બ્રહ્માંડોનો બોજો ઉઠાવનાર
૧૦૪. બ્રહ્માંડોને અખંડ સુખમાં રાખનાર
૧૦૫. બ્રહ્મ જાણનાર બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખનારા
૧૦૬. બ્રાહ્મણોને બ્રહ્મરૂપ દેનારા
૧૦૬. ભક્તિરૂપી શરીરવાળા
૧૦૮. ભક્તિનો વધારો કરનારા
૧૦૯. ભકતોના મનનુ દર્શનથી હરણ કરનાર
૧૧૦. ભકતોએ હૃદયકમળમાં ધ્યાન કરવાથી પોતાને સ્વરૂપે પ્રકાશનાર
૧૧૧. ભકતોને અખંડ સુખ આપનારા
૧૧૨. ભકતોપર પ્રસન્ન થનારા
૧૧૩. ભકતોએ ભાવથી આપેલાં પત્ર પુષ્પાદીકને પણ લેનારા
૧૧૪. ભકતો માટે ઘણાં રૂપ ધરનારા
૧૧૫. ભકતોને જે જોઇએ તે ઉદાર મનથી અપાવનાર
૧૧૬. ભકતોનુ શુભ કામ સિદ્ધ કરી આપનાર
૧૧૭ ભકતોને પોતના જેવા પવીત્ર કરનારા
૧૧૮ ભકતોની ઇચ્છાઓ પુરી કરી વાસનાઓનો નાશ કરનારા

૧૧૯. ભકતોનુ ઘણુંજ ભલું કરનાર
૧૨૦. ભકતોને અનંત શાન્તી આપનારા
૧૨૧. ભકતોને પોતાનુ ભગવાનપણું સંપુર્ણ દેનાર
૧૨૨ ભકતો માટે અવતારો લઇ આ પૃથ્વીને શોભાવનાર
૧૨૩. ભકતો રૂપી સુંદર સૈન્યવાળા ભકતવત્સલ
૧૨૪. ભૂત ભવીષ્ય ને વર્તમાન કાળમાં એકરૂપ રહેનાર
૧૨૫. ભૂત ભવીષ્ય ને વર્તમાન કાળમાં પ્રાણીયોને જાણનારા
૧૨૬. ભૂપમંડળોને શોભાવનાર
૧૨૭. ભૂવનોના ભંડારોને ભરનારા
૩૨૮, ભારે ભાગ્યવાળા હોવાથી ભગવાનના નામવાળા
૧૨૯. મંત્રથી જાણવા લાયક
૧૩૦. મનમાંના વિચારોને જાણનારા
૧૩૧. માયા વડે પ્રાણીયોને નિદ્રાવશ કરનારા
૧૩૩. મોટાં કામો કરનારા તથા મોટાઈ આપનારા
૧૩૪. મહાબુદ્ધિવળા મહાબળવાળા
૧૩૫. મહાધનવાળા મહા સિદ્ધીવાળા
૧૩૬ મહારૂપવાળા મહાશબ્દવાળા
૧૩૭ મહામાયાવાળા મહા ન્યાયવાળા
૧૩૮ મહાભોગ ભોગવવાના સાધનરૂપ
૧૩૯. મનુષ્યોને કામપ્રમાણે ઓછી વધતી લક્ષ્મી આપનારા
૧૪૦. મનવાણી તથા કામ વડે સુંદર રહેનાર
૧૪૧. મુકત પુરૂષોના મોટા અશ્રય રૂપ
૧૪૨. મુકિતરૂપી મહાવિશ્રામ આપનારા
૧૪૩. યજ્ઞાદિક વડે મુખ્ય પુજવા લાયક

૧૪૪. યજ્ઞોનાં ફળ આપનારા
૧૪૫. યોગથી જાણી શકાય એવા
૧૪૬. યોગમાં સદા સંપુર્ણ સ્થીરતા વાળા
૧૪૭. યોગ્ય મનુષ્યોને મોક્ષ આપનારા
૧૪૮. રૂપમાં સર્વ કરતાં ઘણા સારા
૧૪૯. રૂડી રમતોમાં રમાડનાર
૧૫૦. રામાદીક વારંવાર અવતાર ધરનારા
૧૫૧ લક્ષ્મીને હૃદયમાં સદા ધારણ કરનાર
૧૫૨. લક્ષ્મી આપીને સર્વના ધર્મોનું રક્ષણ કરનારા
૧૫૩. લોકના સારાને જાણનારા
૧૫૪. વધારે વીશાળ સ્વરૂપવાળ
૧૫૫ વિશ્વ જેમાં રહેલું છે એવા
૧૫૬ વીવીધ પ્રકારે પ્રકાશનારા
૧૫૭ વર્ણાશ્રમના ધંધા આચાર તથા સ્વાર્થને જણાવનારા
૧૫૮ સવ ઠેકાણે ભરેલા
૧૫૯ સર્વ પ્રાણીયો પ્રથમ ઉપજાવવાના સ્વભાવવાળા
૧૬૦ સર્વ પ્રાણીયોંની અંદર પોતાના સ્વરૂપે રહેનારા
૧૬૧. સર્વ જીવોના મુખ્ય નીવાસ રૂપ
૧૬૨. સર્વ પ્રાણીયોનો વધારો કરનારા.
૧૬૩. સર્વનાં શરીરોને જાણનારા.
૧૬૪. સર્વ વસ્તુઓને સંપુર્ણ જાણનારા.
૧૬૫. સર્વ સિદ્ધિયોના આધારવાળા.
૧૬૬. સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ.
૧૬૭. સર્વના શુદ્ધ આત્મરૂપ.

૧૬૮. સર્વ સૃષ્ટિના મહારાજા.
૧૬૯. સર્વના સાચા પરમપીતામાતા.
૧૭૦. સર્વનું સારૂં કરવાની શકિતવાળા.
૧૭૧. સર્વથી ઇંદ્રીયોને ઉપજાવનારા હોવાથી પાલન કરનારા.
૧૭૨. સર્વ પ્રાણીયોને પુષ્ટી આપી જીવાડનારા.
૧૭૩. સર્વ ઉપર સરખી પ્રીતીવાળા.
૧૭૪. સર્વ પ્રાણીયોને પ્રાણ આપનારા.
૧૭૫. સર્વના પ્રાણોનો નાશ કરનારા.
૧૭૬, સર્વ પ્રાણીયોને નીયમમાં રાખનાર.
૧૭૭. સર્વને આત્મસ્વરૂપે જોનારા.
૧૭૮. સર્વ કામ કરવામાં ઘણી શક્તિવાળા.
૧૭૯. સર્વ ઠેકાણે પ્રકાશનારા.
૧૮૦. સર્વને જીતવા સર્વ ઉપર શકિત ચલાવનારા.
૧૮૧. સર્વ પ્રાણીયોને ચેષ્ટા કરનારા.
૧૮૨. સર્વ પ્રાણીયોના આત્મા હોવાથી સર્વને સહાયતા કરનારા.
૧૮૩. સર્વમય હોવાથી સર્વ સમયને જાણનારા.
૧૮૪. સર્વ જાગતમાં સ્વતંત્રતાવાળાં
૧૮૫. સર્વ પ્રાણીયોને પોતાની પ્રાર્થના કરાવનાર
૧૮૬. સર્વ વીદ્યાનો ઉપદેશ દેનાર.
૧૮૭ સર્વને સૌથી વધારે વ્હાલા આત્મારૂપ
૧૮૮ સર્વ લોકોનુ રક્ષણ કરવા માટે ફેરફાર કરનારા
૧૮૯. સર્વ કામ કરવામાં પોતેજ પોતાના સહાયકારી
૧૯૦. સર્વ ઉપર વીજય મેળવનાર.
૧૯૧ સર્વદા શાંત, સ્થીર ને પરીપુર્ણ સ્વભાવવાળા.

૧૯૨. સર્વથી મોટા હોવાથી સર્વની સંભાળ રાખી શકનાર.
૧૯૩. સર્વકાળ સુખ શાંતીમાં રહેનાર તથા સર્વને રાખનાર
૧૯૪. સર્વદા સંપુર્ણ એકાંતિક સ્વરૂપવાળા
૧૯૫. સત્પુરૂષોના શ્રેષ્ટ નીવાસ સ્થાન
૧૯૬ સત્પુરૂષો પર ક્ષમા રાખનાર.
૧૯૭ શરણાંગતોના સર્વ પાપનો નાશ કરનારા.
૧૯૮ શરણાંગતોના રક્ષણ માટે યત્ન કરનારા
૧૯૯ શુદ્ધ ભાવથી સ્મરણ કરનારનુ રક્ષણ કરનારા
૨૦૦ સદાચારવાળા ભકતોનો ભય નાશ કરવાના નીયમવાળા
૨૦૧ સદા દુઃખ વીનાના હોવાથી ભકતોનાં દુઃખ મટાડનારા
૨૦૨ સદાકાળ સંપુર્ણ ઐશ્વર્ય જ્ઞાન લક્ષમી ધર્મ જશ, વૈરાગ્ય વગેરે શુભ સંપત્તિવાળા
૨૦૩ સાચાની સાહાયતા કરનાર
૨૦૪ સારાં માણસોનું સારૂ કરનાર
૨૦૫ સારી ધારણાઓને પુરી પાડનારા
૨૦૬ સારૂ પરીણામ લાવવામાં સાવધાન
૨૦૭ સ્વાર્થ વીના પણ સર્વ ઉપર ઉપકાર કરનારા
૨૦૮ સુર્ય મંડળમાં રહેનાર
૨૦૯ સૃષ્ટી રૂપે અત્યંત મોટી મુર્તવાળા
૨૧૦ સુંદર સર્વે શસ્ત્રો ધરનાર
૨૧૧ સુખમય સ્વભાવવાળા
૨૧૨ સુખ ભોગવવાના સમાનરૂપ
૨૧૩ સંસારરૂપ ચક્રને ફેરવનાર
૨૧૪ સંકલ્પ માત્રથી તરત ઉત્પન થવાની સિદ્ધિવાળા
૨૧૫ સંસારને જીવોના ભોગ મોક્ષ માટે વધારનારા
૨૧૬ સંસારની સ્થીતી વારંવાર બદલનારા

૨૧૭ સંસારરૂપી ઘરનુ રક્ષણુ કરનારા
૨૧૮ સંસારના બંધનથી મુકત સ્વભાવવાળા.
૨૧૯ સંસારના બંધનથી છોડાવનારા.
૨૨૦. સંસાર સાગરને તારનારા.
૨૨૧. હજારો હુન્નર કળાઓને કરાવનારા
૨૨૨. હજારો પૃથ્વીઓમાં હજારો રૂડાં ચરીત્રોવાળા.
૨૨૩ જ્ઞાનવડે મેળવવા યોગ્ય.
૨૨૪. જ્ઞાનથી જાણવામાં આવનારા
૨૨૫. જ્ઞાનરૂપી ઔષધ આપીને જીવોનો જન્મ મરણ રૂપ રોગ મટાડનરા મોટા વૈદ્યરાજ.
૨૨૬. જ્ઞાનીઓ ઉપર પ્રેમ રાખનારા.
૩૨૭. જ્ઞાનની પરીપૂર્ણતાવાળા.
૨૨૮. જ્ઞાન વડેજ મળનારા.
૨૨૯. જ્ઞાનના ફળની મુર્તીરૂપ.
૨૩૦. જ્ઞાન અજ્ઞાન ઉપજાવનારા
૨૩૧, જ્ઞાનીઓના આત્મામાં વધારે રહેનારા
૨૩૨, જ્ઞાનીઓનો પોતામાં લય કરનારા.

## રાગ–ધનાશ્રી.

કારણુ રૂપવિચાર, કાર્યને કારણુ રૂપ વિચાર.
માટીનાં સૌ વાસણ માંહી, એક માટી નીરધાર–કાર્યને૦
અસ્ત્રો શસ્ત્રો જોઈ લોઢાનાં, એક લોઢું ઉરધાર–કાર્યને૦
દાગીના સોના રૂપાના, સોનું રૂપું સ્વીકાર–કાર્યને૦
જગત માંહેના સઘળાં કાર્યો, રહે કારણ આધાર–કાર્યને૦
કારણુ રૂપે સત્ચીદ સુખ એમ, રહ્યું કાર્ય મોઝાર–કાર્યને૦
આ જગમાં તું જેજે દેખે, તેતે બ્રહ્મજ ધાર–કાર્યને૦

# વિશ્રામ ૨ જો

## વેદાન્ત પ્રવચન.

**अयं आत्मा ब्रह्म**—આત્મા બ્રહ્મ એટલે પરમાત્મા છે.

**अहं ब्रह्मास्मि**—હું બ્રહ્મ છું.

**स आत्मा तत्वमसि**—તે પરમાત્મા તું છે.

**सर्वंखल्वीदं ब्रह्म**—આ સર્વ જગત નક્કી બ્રહ્મ છે.

**ब्रह्मविदब्रह्मैव भवति**—બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે.

**आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन;**

બ્રહ્મના આનંદને જાણનાર કોઈથી ભય પામતો નથી.

**तत्रको मोहकः शोक, एकत्वमनु पश्यति ।**

એકપણાનો અનુભવ કરનારને મોહ શો ને શોક શેનો હોય

**असं गोह्यं पुरुषः** આ પરમાત્મા પુરૂષ અસંગ છે અદ્વૈત છે.

**नित्यः सर्वज्ञः सर्वगतो, नित्यतृप्तो, नित्यशुद्ध, मुक्तस्वभावः**

નિત્ય રહેલા, સર્વ જાણનાર, સર્વ ઠેકાણે પુર્ણ, સદાય સંતોષી, સદા શુદ્ધ, સદ્ગુણી, સર્વ દુઃખ વગરના, આવા સ્વભાવ-વાળો તે આત્મા છે.

**तरतिशोकमात्मवित** આત્માને જાણનાર શોકને તરે છે.

**सत्यं ज्ञानसुखानंतं. तदहं ब्रह्मनिर्भयं ।**

સત્ય જ્ઞાનવાળા, અનંત સુખવાળા ને નિર્ભયતાવાળા તે બ્રહ્મરૂપ હું છું.

अयं आत्मापहतपाप्मा–તે આત્મા પાપ વગરનો છે.

तदात्मानं स्वयं कुरुत–તે બ્રહ્મ પોતાનેજ વીશેષાકારે ઉપજાવે છે.

ससर्गकाले च करोति सर्गं, संहारकाले च तदत्ति भूयः

સૃષ્ટી બનાવવા વખતે બનાવે છે ને નાશ કરવા વખતે લય કરે છે.

आत्मैवेदं सर्वं–આ સર્વ આત્માજ છે.

यतोवा इमानि भूतानि जायंते। એમાંથી આ સર્વભુતો થાય છે.

पुरुषान्नपरं किंचित् साकाष्टा सापरागति।

એ પુરૂષ શીવાય બીજું કાંઈ નથી, તેજ છેવટની સીમાને ઉત્તમ ગતિ છે.

ब्रह्मैवेदं सर्वं–આ સર્વ બ્રહ્માજ છે.

ॐकारए वेदं सर्वं–ૐકાર (પ્રણવ) આ સર્વાત્મકમય પરમાત્માનું નામ છે.

तस्यभासा सर्व मिदं विभाति।

તે બ્રહ્મના પ્રકાશના પછી આ સર્વ જગત પ્રકાશીત થાય છે.

दिव्योह्यमुर्त पुरुषः એ પોતેજ જ્યોતીર્મય પરમાત્મા છે.

असद ब्रह्मेति वेदचेत असन्नेव स भवति।

જો બ્રહ્મ અસત્ય ને શુન્ય છે તો તુંજ શુન્યરૂપ અસત્ છે.

यथामृत पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्।

જેમ માટીના પીંડમાંથી સર્વ વાસણો માટીનાજ જાણવામાં આવે છે, તેમ સર્વ પરમાત્મા છે.

सोऽकामयत बहुस्यां प्रजायेय।

તે પરમાત્માએ સંકલ્પ કર્યો કે હું બહુરૂપે થાઉં.

**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्**—તેને રચીને તેમાં પ્રવેશ કર્યો.

**एकमेवा द्वितीय**—તે એકજ છે બીજું નથી.

**ईदं सर्वं यदयमात्मा**—જે આ સર્વ છે તે આત્મા છે.

**नान्योऽतोऽस्तीद्रष्टा, श्रोता, मंता, विज्ञाता ।**

આનાથી જુદો જોનાર, સાંભળનાર, જાણનાર ને વિચારનાર નથી.

**मृत्यो समृत्युमाप्नोति यइहनानेव पश्यति ।**

જે જુદું જુવે છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે.

**सवाएष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयोब्रह्म ।**

આ આત્મા મહાન, અજન્મા, અજર અમર, અમૃત અભય તે બ્રહ્મ છે.

**एकश्चरति भूतेषु, स्वैरचारी यथासुखम् ।**

સ્વતંત્ર એક યથાસુખે સર્વમાં પ્રકાશે છે.

**एतदात्म्यमिदं सर्वं ।** આત્માના ભાવવાળું આ સર્વ છે.

**आकाशवत् सर्वगतश्चनित्यः ।** આકાશની પેઠે સર્વ ઠેકાણે નિત્ય છે

**एकस्तथा सर्व भूतान्तरात्मा, नलिप्यते लोक दुखेन ब्रह्म ।**

તે સર્વના અંતરાત્મા એક છે, તો પણ લોકોના સુખ દુઃખ વડે લેપાતો નથી.

**मनसैवेदमाप्तव्यं ।** આ બ્રહ્મ મનવડેજ પ્રાપ્ત થાય છે.

**द्वैवाव ब्रह्मणोरुपे मुर्तंचैवामुतच ।**

બ્રહ્મનાં સ્થુળને સૂક્ષ્મ સકાર નીરાકાર એવાં બે રૂપ છે

**अलिंग लिंगरूपाय विश्वरूपाय तेनम ।**

તે નિરાકારમાંથીજ સાકાર થયેલા વીશ્વરૂપને પ્રણામ કરૂં છું.

**नित्यः सर्व गतः स्थाणु रचलोयं सनातनं ।**

આ આત્મા નીત્ય સર્વવ્યાપક, સ્થીર નિર્વિકાર, ને સનાતન (જુનો) છે.

**सत्यं ज्ञानं मनंतं ब्रह्म ।** સત્યરૂપ, જ્ઞાનમય ને અનંતમય બ્રહ્મ છે.

**पुण्येवै पुण्येन कर्मणा भवति पापः पापेन ।**

પુણ્ય કામથી સુખી ને પાપથી દુઃખી અવતાર થાય છે ઉપાસના ને જ્ઞાનથી તેમાં ફેરફાર થાય છે.

**आत्मनि त्रिज्ञाते सर्वमिदं विज्ञात भवति ।**

આત્માને જાણુવાથી સર્વ જાણુવામાં આવે છે.

**आत्मा वा अरेद्रष्टव्यः श्रोतव्यो, मंतव्यो, नीदिध्यासितव्यम् ।**

આ આત્મા જોવા, સાંભળવા, વિચારવા ને ધ્યાન કરવા લાયક છે.

**अन्योऽसावन्योऽहमस्मिति, न स वेद यथा पशु ।**

આ આત્મા જુદો છે, ને હું બીજો છું; એમ જાણુનાર બ્રહ્મ જાણુતો નથી તેથી પશુ પેઠે જગતમાં બંધાય છે,

**क्षीयते चास्यकर्माणि, तस्मीन् दृष्टे परावरे ।**

પરમાત્માનો સાક્ષાતકાર થાય તો કર્મોનું પુણ્ય પાપનું બંધન મટેછે.

**भीद्यते हृदयग्रंथी, छिद्यंते सर्व संशयाः ।**

સર્વ સંશયો કપાઇ જાય છે. ત્યારે હૃદયની ગાંઠ છૂટી જાય છે, એટલે મોક્ષ થાય છે.

**विजरो, विमृत्यु, विशोको, विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः**

તે આત્મા ઘડપણ, મરણ, શોક, ભૂખ, તરસ વગરનો ને સારી ઇચ્છાવાળો, તથા તેના ધારવા પ્રમાણેજ. થાય એવો છે. પોતાનું બનાવેલું રમકડું પોતાને દુખ દઈ શકતું નથી તેમ પરમાત્માને જગત દુઃખદાયી થતું નથી.

**पादोस्य विश्वाभूतानि त्रिपादस्या मृतंदिवी ।**

સર્વ જગત તેના પા ભાગ રૂપ છે, ને ત્રણ ભાગ અમૃતરૂપને સ્વપ્રકાશ રૂપ છે.

**एतस्माज्जायते प्राणो, मनः सर्वेन्द्रियाणिच खंवायु ज्योतिरापः, पृथ्वी विश्वस्य धारिणी ।**

આ આત્માથી પ્રાણ, મન ઇંદ્રિયો ને આકાશ વાયુ, તેજ, જળ ને સવ ધારણવાળી પૃથ્વી આ પંચમહાભૂત ઉપજે છે.

**न तत्ररथा न रथयोगा, न पंथानोभवंत्यथरथान्रथयोगान्पथः सृजते ।**

તે સ્વપ્નાવસ્થામાં રથ, ઘોડાને રસ્તો નથી પણ પોતેજ તે બનાવે છે, તેમ જગતને બનાવે છે.

**'स वा एष महानज आत्माऽन्नादो वसुदानः ।**

આ મહાઅજન્મા ઇશ્વર સર્વ પ્રાણીને અન્ન આપનાર ને ધન આપનાર છે.

**स एष रसानां रसतम ।** તે રસોમાં ઉત્તમ રસરૂપ છે.

**आत्मा वा इदं मेक एवाग्र आसित नान्यत किंचन मिषत् सइक्षत लोकान्नुसृजा इति ।**

સૃષ્ટિની પહેલાં આ જગત એક આત્માજ હતું. અન્ય કોઇ ક્રિયાવાન નહતું. તે આત્મા જોવા લાગ્યો કે હું લોકોને સરજું

**आचारहिनं न पुनंति वेदा ।**

સદાચરણ વગરનાને વેદશાસ્ત્રો પવિત્ર કરતાં નથી.

**एष आत्मा न नश्यंति, यं ब्रह्मचर्येणानुविन्दति ।**

આ આત્મા નાશ પામતો નથી. તેને બ્રહ્મચર્ય વડે પ્રાપ્ત થવાય છે.

**तद्योऽहं सोऽसौयोऽसौसोऽहम् ।**

જે હું છુ તે આ ઇશ્વર છે, ને જે આ સૌ ઇશ્વર છે તેજ હું છું.

**सोऽमृतो भवति, मृत्युयस्यात्मा भवति ।**

તે અમૃતરૂપ થવાથી મૃત્યુ તેનો આત્મા થાય છે.

**अप्राणोह्यमनाशुभ्रो ।**

પરમાત્મા પ્રાણ શ્વાસ વગરના, મન વગરના, ને ધોળા છે.

**ब्रह्मैवसन्ब्रह्माप्येति**–બ્રહ્મજ થયેલો બ્રહ્મને પામે છે.

**आप्नोति मनसस्पतिम् ।**

સર્વ મનોના પતિ પુર્વ સિદ્ધ ઇશ્વરને પામે છે

**स यथैतां देवतां सर्वाणी भूतान्यवन्त्येवंहैवंविदं सर्वाणी भूतान्यवन्ती ।**

જેમ એ દેવને સર્વે ભૂતો ભજે છે તેમ એ પ્રમાણે જાણનારને સર્વે ભૂતો ભજે છે

**अमृतत्वं हि विद्वानश्नुते ।** વિદ્વાન અમૃતપણાને જ પામે છે.

**ब्रह्मलोकान् गमयत्ति तेतेषु ब्रह्मलोकेषु परापरावतो वसंति ।**

ઉપાસકો બ્રહ્મલોકમાં જાય છે, ને ત્યાં લાંબા આયુષ્યવાળા થઇ લાંબા વખત સુધી હિરણ્યગર્ભમાં લાયકાત પ્રમાણે. વસે છે,

**प्रजापते सभांवेश्मप्रपद्ये ।** પ્રજાપતીની સભાને પામે છે.

**ब्रह्मलोकमभी संपद्यते ।** બ્રહ્મલોકને પામે છે

**मनसैतान् कामान् पश्यन् रमते ।**

મનવડે કામોને જુએ છે ને રમે છે.

**आप्नोति स्वाराज्यं ।**

જ્ઞાની સ્વારાજ્યને પામે છે અનંત બ્રહ્માંડોનું રાજ્ય તે પોતાનુંજ થાય છે.

**अत्र ब्रह्मसमस्नुते ।** દેહ છોડતાં અહીંથીજ બ્રહ્મને પામે છે.

**अजमजरममरम् ।** તે અજન્મા ઘડપણરહીત અને અમર થાય છે.

**यस्मात्परं नापरमस्ति किंचित ।** તેનાથી જુદું કંઈપણ નથી.

**यत्रनान्यत् पश्यति ।**

જ્યાં બીજાને જોતો નથી પણ સર્વ પોતાનું રૂપ જુવે છે.

**न तु तद्द्वितीय मस्ति ।** ત્યાં બીજું નથી જ.

**नेह नानास्ति किंचिन् ।**

બ્રહ્મમાં નાંના-મોટાપણું નથી. સર્વ એકાકારમય થઇ રહે છે.

**नच पुनरावर्तते** તેનો ફરી જન્મ થતો નથી.

**ब्रह्मणा सहते सर्वे संप्राप्ते प्रतिसंचरे,**
**परस्यान्ते कृतात्मानः प्रविश्यन्ति परंपदम् ।**

જ્યારે મહાપ્રલય પ્રાપ્ત થાય છે, ત્યારે સર્વે બ્રહ્મલોક નિવાસીઓ યથાર્થ જ્ઞાનને પામીને બ્રહ્માની સાથે પરમપદને પ્રાપ્ત થાય છે.

**निर्गुणो, निष्क्रीयो, नित्यो, निर्विकल्पो, निरंजनः**
**निर्विकारो, निराकारो, नित्यमुक्तो स्मिनिर्मलः ।**

હું પરમાત્મા સદા ગુણ, કામ, વિચાર, મલીનતા, ફેરફાર, જન્મ, આકાર ને પાપ વગરનો પણ છું ને સદા સર્વ દુઃખથી મુક્તદશામાં છું.

## રાગ આરતીનો.

ૐ જય જય સદ્દગુરૂ દેવ, પ્રણવ સ્વરૂપ મુરતી; ગુરૂ પ્રણ૦
નિત્ય નીરંજન તમને, નિરખુ શીવ મુરતી,
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
રવી સમ શુદ્ધ સ્વરૂપ, હૃદય વિષે રાજો; પ્રભુ હૃદય વિષે રાજો;
બ્રહ્માનંદ ભરપુરા, બ્રહ્માનંદ ભરપુરા, દશ દિશામાં ગાજો.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
સોમ સમા છો શાંત, અમૃતથી ભરીયા, ગુરૂ અમૃતથી ભરીયા;
શરણ તણા પ્રતાપે, બહુ જીવ ઉગરીયા.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
મંગળ મુરતી મુળ, છો મંગકારી, પ્રભુ છો મંગળકારી;
નારાયણ વર્ણનમાં વેદ ગયા હારી.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
બુદ્ધિ થકી બળવંત, પ્રભુતાથી પુરા, ગુરૂ પ્રભુતાથી પુરા;
જન્મ મરણ જગદીશ્વર કીધાં છે ચુરા.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
ગુરૂ ગંભીર ગુણવંત, ત્રીગુણાતીતસ્વામી પ્રભુ ત્રીગુણાતીત સ્વામી;
પૂર્ણાનંદ પરમેશ્વર, પૂર્ણાનંદ પરમેશ્વર છો અંતરયામી.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
શુક્ર થકી ભરપુર, તેજોમય મારા ગુરૂ તેજોમય મારા;
સર્વાત્મામય શાંતી, સર્વાત્મામય શાંતી સુખમય છો સારા.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.
શની પરમપદ ૐ અવિચળ એ આપો પ્રભુ અવિચળ એ આપો;
જીવન મુકત કરીને, જીવન મુકત કરીને, શીવ સ્વરૂપે સ્થાપો.
ૐ જય જય સદ્દગુરૂ દેવ.

# વિશ્રામ ૩ ત્રીજો.

## વિશ્વરૂપ દર્શન.

પરમાત્માએ જગત દુખ દેવા માટે બનાવ્યું નથી શરીર આ સંસારના ભોગ તથા મોક્ષના સુખ માટે છે તથા બીજાના કલ્યાણ માટે છે. શરીર નગરમાં જ્ઞાનીનો આત્મા રાજા પેઠે રહે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંબંધી લક્ષ્મી ભોગવે છે. જ્ઞાની સર્વ સ્થળે વ્યાપી રહ્યા છતાં શરીરના ભોગ ભોગવે છે, મન રૂપી વીમાનમાં બેશી સૌ સાથે મીત્રતા રૂપી સ્ત્રી સાથે રમે છે. સત્યતાને એકતા રૂપી બે દિકરીયો તથા ભોગને મોક્ષ રૂપી બે જાણે તેના દીકરા છે મેળવવાના પદાર્થોની ચિંતા કરતો નથી. ને પદાર્થો નાશ પામે તો દુખ ધરતો નથી એવા જ્ઞાનીઓ મનને જીતીને ઉદ્યમ કર્યા કરે છે ને આત્માની શાંતીમાં રહે છે. ઘડાનો નાશ થવાથી આકાશનું કાંઇ નાશ પામતું નથી તેમ શરીર નગર નાશ થવાથી જ્ઞાની દુખ ધરતો નથી તે બંધ મોક્ષની કળા જાણે છે માતાના ગર્ભમાં જીવને દુ:ખ તથા જ્ઞાન થાય છે કે હું આવાં દુ:ખોને મટાડનારૂં શુભ જ્ઞાન મેળવીશ ને અવતર્યા પછી સ્વપ્ના પેઠે ભૂલી જાય છે. ને ફરી ફરી સારાં કામ તથા જ્ઞાનથી સારા ને જ્ઞાની તેમજ ખોટાં કામને ખોટી બુદ્ધિથી દુ:ખી ને અજ્ઞાની અવતાર ધરે છે નદીનાં પાણી ને ઝાડનાં પાંદડાંને ફળ પેઠે જગતમાંનાં શરીરો સદાકાળ મરતાં જાય છે ને તેની જગોએ બીજાં પેદા થતાં જાય છે. તેમાં દેવ, માણસ, પશુ, પંખી વગેરે શરીરોમાં, પહેલાંના જન્મોમાં, આ જન્મમાં ને હવેના જન્મોમાં આ મારો પીતા, પુત્ર, સ્ત્રી, શતરૂ. રાજા, નોકર એવી ઓળખાણ કાયમ રહેતી નથી. નદ

જાતીની ભાવનાથી નરનો ને નારી જાતીની ભાવનાવાળાને નારીનો અવતાર આવે છે. કોઈ જીવ પ્રેત થવાની ઇચ્છા કરી બીજાના શરીરમાં પેશીને પ્રભુની મરજીથી વેર વાળી શકે છે. અથવા જુદું રૂપ ધરીને મરી ગયેલો છતાં ચમત્કારી કામ કરે છે તેથી જણાય છે કે સર્વે જીવો અમ્મર છે શરીર મરે છે. મન, બુદ્ધી, ઇંદ્રિયો હરખ શોક, સુખ, દુ:ખ ઇચ્છાઓ તથા કરેલાં કામનાં ફળ મરી ગયાંથી પણ મનમાંથી મટતાં નથી. તેથી ઘણાં શરીરો વડે વારંવાર ભોગવેલાનેજ ભોગવ્યા કરે છે. ભગવાનના જ્ઞાનને જાણતો નથી તેથી સ્વપ્ના પેઠે અવતાર ધરે છે જેમ ઉંઘતો માણસ સ્વપ્નાને જાણે છે પણ જાગૃતિની દશાને જાણતો નથી તેમ પાછલા જન્મને કે પોતાના આત્મા રૂપ પરમાત્માને જાણતો નથી તેથી બીજા શરીરથી પણ કરેલાં કામનાં ફળ ભોગવે છે કેમકે કરનારને ભોગવનાર મનરૂપી સુક્ષ્મ શરીર નાશ થતું નથી જાગેલો સ્વપ્નાની ચીજોને પોતાની કહે નહિ તેમ પોતાનું આ સુક્ષ્મ શરીર સ્વપ્ના રૂપ જાણીને સર્વ રૂપવાળા; જ્ઞાનમય ને ધર્મમય મહાત્મા ભગવાનમાં જાગવું જોઇએ ને ભકિતના જ્ઞાનથી જન્મ મરણાદિ દુ:ખ મટાડવું જોઇએ.

આ ગામ જેવાં ઘણાં ગામ મળી ગુજરાત દેશ કહેવાય છે. તેવા આશરે પાંચ ભાગનો મુંબઇ ઇલાકો છે. તેવા પંદર ભાગનો ભરતખંડને તેવા આશરે પંદર ભાગનો એશીયાખંડ ને તેવા પાંચ ખંડવાળી આ પૃથ્વી છે. આ પથ્વી જેવી નવગ્રહ રૂપી નવ પૃથ્વીઓ આ એક સુરજની આસપાસ ફરે છે. આવા ઘણા સુરજો આ આકાશમાં છે પણ ઘણા છેટે હોવાથી તારાઓ રૂપે દેખાય છે તેમને પણ આવા ગૃહો એટલે પૃથ્વીઓ છે ને ઉપગ્રહો એટલે ચંદ્રમાઓ છે. આ સર્વ ઉપર ભાતભાતની રચનાઓ છે. તેમાં જીવાત્માઓ

રમે છે. આ સર્વ તારાઓ ધ્રુવતારાની આસપાસ ફરે છે. આ અનંત ગાઉના વિસ્તારવાળા આકાશમાં આ પૃથ્વીઓ પવનમાં ઉડતાં રજ-કણો બરાબર છે ને શરીરના વાળ જેવી છે. કોઈ વસ્તુ ઘણી છેટે હોવાથી નાની દેખાય છે તેમ અનંત બ્રહ્મદર્શનવડે જગત નાનું ને બ્રહ્મરૂપ દેખાય છે. સુક્ષ્મદર્શક યંત્રથી જોતાં નાનું મોટું દેખાય તેમ. આ સર્વ જેના રૂપમાં છે એવા સર્વાત્મા મહાપુરૂષને જાણવા ને મળવા યત્ન કરવો જોઈએ.

બ્રહ્મ દેવના દિવસની શરૂઆતથી સત્તર લાખ અઠાવીશ હજાર વર્ષનો સતયુગ કહેવાય છે તે વખત તમામ માનસીક સૃષ્ટિના સૌ જીવજ્ઞાની સુખી ને લાંબા આયુષ્યવાળા હોય છે. પછીના લોકોમાં ચોથા ભાગનો અધર્મ ઉપજે છે આયુષ્યનો ને સુખનો ઘટાડો થાય છે તેવા બાર લાખ છન્નુ હજાર વર્ષનો ત્રેતાયુગ કહેવાય છે તે પછી અડધા ભાગનો પાપી સ્વભાવ લોકોનો થાય છે. તેથીજ આયુષ્યનો ઘટાડો થઈ લોકોના દુ:ખનો ને જડતાનો વધારો થાય છે એવા આઠ લાખ ચોસઠ હજાર વર્ષનો દ્વાપર યુગ કહેવાય છે ને પછી ચોથા ભાગના લોકો ધર્મીષ્ટ રહે છે તથા અજ્ઞાની દુખીને અલ્પાયુષવાળા થાય છે. એવા કળીયુગનાં વર્ષ ચાર લાખ બત્રીસ હજાર ગણાય છે. હાલ કળીયુગનાં પાંચ હજાર ચાલીશ વર્ષ ગયાં છે કળીયુગના અંતે સૌ અધર્મી જીવોનો નાશ કરી નાંખીને ફરી નિર્દોષ સતયુગને ઉપજાવશે આવી રીતે ચાર યુગના ચક્રને એક મહાયુગ કહે છે. તેવા એક હજાર મહાયુગનો વખત જાય ત્યારે બ્રહ્મ દેવનો એક દિવસ પુરો થાય. તે વખતે આ પૃથ્વીની રમત નાશ કરવા લાયક લાગતાં તેમ થાય છે અને પછી તેવડી બ્રહ્માની રાત્રી થાય છે. તેવડાં ત્રણસો પાંસઠ રાત્રી દિવસનું એક બ્રહ્માનું વર્ષ થાય છે. એવાં સો

વર્ષે બ્રહ્માનું આયુષ્ય પુરૂં થાય છે જે નાશ થાય છે તેને પ્રલય ને મહાપ્રલય પણ કુહે છે અને મુકતી અથવા મોક્ષને અત્યંતીક પ્રલય કુહે છે. હાલ બ્રહ્માના એકાવનમા વર્ષનો પહેલા દિવસનો અઠ્ઠાવીશમો કળીયુગ ચાલે છે. બ્રહ્માનું આયુષ્ય પુરૂં થાય તે વિષ્ણુંનો એક દિવસ છે ને વિષ્ણુનું આયુષ્ય પુરૂં થાય તે સદાશીવનો એક દિવસ છે. આવી રીતે અસંખ્ય પૃથ્વીઓ ઉપર જુદાં જુદાં પ્રકારની કહેતાં પાર ન આવે તેવી ચમત્કારીક રચનાઓ રચેલી છે ને આવા અવીનાશી પરમાત્મામાં અનંત શીવ વીષ્ણુને બ્રહ્માઓ વારંવાર પરમાત્મામાં થઇને મટી જાય તે બધું પરમાત્માની અંદર વિશ્વરૂપ દર્શન છે.

શ્રીમદ ભગવદ ગીતામાં અર્જુનને વિશ્વરૂપ દેખાડયું છે તથા તથા શ્રી ભાગવતમાં શ્રી કૃષ્ણ ભગવાનને બાલ્યાવસ્થામાં મોઢામાં માટી ખાધેલી જોતાં માતાને વિશ્વદર્શન કરાવ્યું હતું. તથા બ્રહ્માએ વાછરડાં પાછા આપી ક્ષમા માગી તે વખતે તથા બ્રાહ્મણના મરી ગએલા દશ પુત્રો પાછા લાવી આપ્યા તે વખતે તથા માર્કંડેય ઋષીને વડના પાંદડાં પર સુતેલા બાલકરૂપ ભગવાને પોતાના શરીરમાં તથા શ્રી યોગવાશિષ્ટ તથા રામાયણમાં શ્રી રામચંદ્રજીએ કાગભૂષંડજીને પોતાના શરીરમાં અનંત વિશ્વરૂપ દર્શન બતાવીને અજ્ઞાન મટાડયું હતું. આત્મજ્ઞાનના પુસ્તકોમાં વિશ્વરૂપ દર્શનનું વર્ણન વારંવાર છે તથા મહાયોગેશ્વરો જેવા કે શ્રી સહજાનંદ સ્વામી તથા શ્રી નાથ શર્માએ ભકતોને શરીરનું ભાન ભુલાવી બ્રહ્મ દર્શન કરાવ્યાં છે. આથી સમજવાનું છે કે અખંડ પરમાત્મામાં અનંત રચનાઓ અનંત પ્રકારની મહા સાગરમાં લહેરીઓની પેઠે ચઇ થઇને શમી જાય છે એવા સર્વાત્મા શ્રી પરમાત્મામાં વારંવાર

સ્વતંત્રતાથી અનીયમીત રીતે પણ નાશવંત સૃષ્ટીઓ થાય છે ને નાશ પામે છે. એવા હજારો મનરૂપી બ્રહ્માઓની હજારો પૃથ્વીઓ ઉત્પન્ન થતી જાય છે. ને કોઇ નાશ પામતી જાય છે. પૃથ્વીની પેઠે પાણીમાં તેજમાં, વાયુમાં ને આકાશમાં પણ વીચીત્ર સૃષ્ટીયો રહેલી છે, આ અપાર વખત પણ અનંત ભગવાનને તો આપણી આંખનાં મટકાં જેવડો લાગે છે તે મહાકાળરૂપ સર્વ તેજરૂપ પરમાત્મા છે.

બ્રહ્માની રાત્રીયો વખતે સુર્યની ગરમીથી પૃથ્વીનું બધું બળી જાય છે પછી વરસાદથી પાણીમયમાં પૃથ્વી ઓગળી જાય છે, પછી પાણીનું તેજ જેવું રૂપ થાય છે પછી તેજ વાયુમાં સમાય છે ને વાયુ આકાશરૂપ થાય છે એટલે કાંઇ જોવામાં કે જાણવામાં પરમાત્મા શીવાય બીજું આવતું નથી. પછી બીજી વસ્તુજ નથી તો ફરી ઉત્પન્ન થવામાં પોતાના સ્વરૂપ શીવાય બીજું કયાંથી હોય પરમાત્મા ફરી પોતાની ઇચ્છાથી પોતાનું રૂપ જે મનરૂપી બ્રહ્માની શકતી તે વડે આકાશ, વાયુ, તેજ, પાણીને પૃથ્વીની અનુક્રમે કલ્પના કરે છે. પણ તે કાંઇ કામ કરી શકતાં નથી તેથી આ પાંચ ભૂતના ગુણ પાંચ વિષયો અનુક્રમે શબ્દ. સ્પર્શરૂપ રસને ગંધને તેની પાંચ ઇંદ્રિયો અનુક્રમે કાન, ચામડી, આંખ્યો, ઝીભ ને નાક આપીને તેમાંથી જુદી જુદી રીતે શરીરોની કલ્પનાઓ કરી છે ને પોતાનો અંશ જીવ છે તેને જ્ઞાન શકિત આપીને શરીરોને અનુકુળ આપેલાં કામો કરનારો આ અનંત રચનાવાળો મનની કલ્પનાથીજ બનાવેલો આતે પરમાત્માનોજ વંશ ચાલ્યો આવેલો છે આવી અનંત પૃથ્વીઓ એટલે બ્રહ્માંડો અનંત છે, આ ભગવાનના બ્રહ્માંડોરૂપી શરીરમાં કમ્મરથી પગ સુધીમાં અતળ. વીતળ સુતળ તળાતળ-મહાતળ, રસાતળને પાતાળના લોકોની કલ્પના કહેવાય છે. પેટમાં

પૃથ્વી એટલે આ ભૂલોકછે તે ઉપર ભુવર્લોક છાતીયે સ્વર્ગ લોક, ગળે મહર્લોક, મુખે જન લોક, કપાળે તપલોક ને માથે સત્યલોક વાયુ તે શ્વાસ શબ્દ તે સાદ, અગ્ની તે જઠરાગ્ની, સુર્ય ચંદ્ર આંખ્યો, માટી તે માંસ. પર્વતો તે હાડકાં નદિયો તે નાડીયો, ઝાડ તે વાળ ને પાણી લોહી રૂપ છે વિદ્યાઓ તે મન ને સંસાર તે રમત રૂપ છે. એટલે સર્વ તેમના શરીર રૂપ છે જેમ એકલો માણસ કોઈ રમત રમી શકતો નથી બીજાં સાધનની જરૂર પડે છે તેથી હું એક છુ તે બહુ રૂપે થાઉ તેમણે એવા વીચારથી સ્વપ્નું દર્પણ પાણી ને છાયાના પ્રતીબીંબ જેવી. આ સર્વ સમતાવાળી સૃષ્ટી તેમના માંજ ઉપજી છે તેમનામાંજ સ્થીતી રહે છે. ને તેમનામાંજ લય પામે છે જેમ સર્વ ચીજોમાં પંચભુત છે તેમ સર્વમાં પરમાત્મા છે વ્યાપક અગ્ની લાકડાંમાં નાના મોટા રૂપવાળો થઇ મુળ રૂપમાં શમાય છે તેમ જગતનું થાય છે માટીનાં વાસણો વગેરે ઉપજે છે ને માટીમાંજ મળે છે તેમ સર્વ પરમાત્માનુજ છે મહાસાગરના પાણીમાં કુંડાળાં પરપોટા ફેણ તરંગને બરફ થાય છે તે બધું પાણી જ છે તેમ સર્વ પરમાત્મા છે જેમાંથી જગત નીકળે છે જેનું બને છે જેના માટે બને છે જે થઈ ગયું છે થાય છે ને થશે તે બ્રહ્મ છે જેમ સ્થીરને હાલતો સર્વ પવન છે તેમ સક્રિયઅક્રિય સર્વ એક માંજ છે. તથા જેમ માણસ પોતાનાં માથુ હાથ પગ વગેરે પારકાં ગણતો નથી તેમ નીરાકારને સાકર બંને રૂપવાળા પરમાત્મા છે પાણીને બરફમાં જેટલો ફેર છે તેટલો નીરાકારને સાકારનો છે સોનાની ઇચ્છા વાળા લોકો સોનાના દાગીના છોડી દેતા નથી તેમ પરમાત્માની ઇચ્છા વાળા જગતને જુદું જાણતા નથી માટે જગત એ ભગવાનની મોટી મુર્તી સ્વરૂપ કે શરીર છે રામકૃષ્ણ

મહાદેવ માતા અલ્લા ઇસુ તિર્થંકર ગણપતી સુર્ય સહજાનંદ વગેરે હજારોનાં નામ રૂપ ગુણ કામને ધર્મ આ એકજ ભગવાનનાં છે.

આ જગત મહાન પરમાત્માની આગળ આકાશમાં એક સુર્ય ચંદ્ર કે તારા સમાન છે મારૂં તમારૂં ને સર્વ જગતનું ખરૂં રૂપ તે આ પરમાત્મા છે માટે ભક્તો એ સર્વમાં હું છું ને મારામાં સર્વ છે હું જગતમાં વ્યાપી રહ્યો છુ ને મારામાં જગત વ્યાપી રહ્યું છે એવું સર્વાત્મામય થવુ જોઇએ ને બની શકે તેટલું સર્વનું પોતાના આત્મા પેઠે દુખ મટાડવાની ઇચ્છા કરી મટાડવુ જોઈએ.

સારૂ ખોટું; ગુણ દોષ શુદ્ધ અશુદ્ધ પાપ પુણ્ય યોગ્ય, અયોગ્ય સુખ દુખ સ્પર્શા સ્પર્શ નાતજાતના વીભાગવાળી, તે ન હોય તો જગત ન હોય, તેવી આ સત્વ રજ ને તમોગુણવાળી વ્યવસ્થા તો સંસાર સારી રીતે ચલાવવા માટે છે.

જેમ પૃથ્વીનો એકજ રસ વનસ્પતીમાં વીચીત્ર આકાર ગુણને સ્વાદ વાળો બને છે તથાતે ખાવાથી, પીવાથી, ચોપડવાથી, અડવાથી, સુંઘવાથી ને હવાથી ગુણ અવગુણ થાય છે તેમ સર્વનાં શરીરોમાંથી દીવાના પ્રકાશ પેઠે અદશ્ય ગુણ દોષવાળું ઓજસ (તેજ) ઝર્યા કરે છે તે એક બીજાના શરીરોમાં પ્રવેશ કરીને હરકત ન કરેતે કારણસર ઈશ્વરે રચેલાં વેદ, ને રચાવેલાં ધર્મશાસ્ત્રોમાં જે જે વંશપરંપરાથી છે તે સર્વના સારા માટેજ છે જેમ હડકાયું કુતરૂં કરડે તો હડકવા થાય છે ચેપી રોગોનો ફેલાવો થાય છે. ડાકટર દરદીને અડીતે હાથ ધુવે છે દુર્ગંધમાં રહેનારનાં શરીરમાં તેવા રજકણો હોય છે રોગીષ્ટ માંસ ખાનારનું શરીર તેવુ બને છે સંગ એવો રંગ લાગે છે ભકિતથી ભલું થાય છે મહાત્માઓના ચરણનો સ્પર્શ કરવાનો રીવાજ છે, કહેવત છે કે પાણી એવી વાણી

અજ એવું મનને મન એવા સંસાર વગેરે દાખલા જુઓ છો આપ-
ત્કાળવગર કોઇએ આ નીયમો તોડવા લાયક નથી.

રાગ માઢ

હે જગપતી મારા પુરણુ પ્યારા જય અવીનાશી દયાળ;
હે સર્વોત્મ સારા સદગુરૂ મારા જયજય અખંડ અપાર. ટેક
જગતનાથજી ઘર જગત આ ભરીછે વસ્તુ અપાર:
સુરજ ચંદ્ર દીવા મુકી, દેખાડયો છે દરબારરે એ જગપતી૦
આકાશરૂપી પતરાં જડયાં છે ને ઝાડનો બાગ વિશાળ;
અન્ન વસ્ત્ર ને ફળ જળ સર્વે ભર્યા અખુટ ભંડારરે એ જગપતી૦
જીવ બધા છે બાળક તારાં વંશ તારો વીસ્તાર;
જુદા જુદા ઉદ્યમ આપી રમાડો વારંવાર રે. એ જગતપતી૦
પણુ દુખ દઇએ સુખ ન કરીએ એ અવળો આચાર
તેનુ ફળ છે સારા ખોટા અવતારો મળનાર રે એ જગપતી૦
ચોકખી શિક્ષા દેખી નજરે રાખું વીવેક વીચાર;
એકજ ઘરનાં માણસ સર્વે ધર્મ એવો ધરનાર રે એ જગપતી૦
રાજા રૈયત પશુ પંખી એક પીતા પરીવાર;
બાપના જેવા બેટા થઇએ તો સૌ શુભ મળનાર રે એ જગપતી૦
જ્ઞાન પ્રમાણે ધ્યાન રાખીને કરીએ બધો વ્યવહાર;
ધર્મ અર્થ ને કામની સિદ્ધી મોક્ષ સહિત દેનારરે એ જગપતી૦
ગુરૂદેવના જ્ઞાન તણો છે મહીમા અપરંપાર;
આલોકે ને પરલોકે જે સુખ શાંતી દેનાર રે એ જગપતી૦
ઓ પરમાત્મા સર્વના આત્મા માગુ વારંવાર;
કોઇને કદીએ દુઃખ ન થાઓ, એવું દ્યો દાતાર રે. એ જગપતી૦

ૐ શાંતી.

# વિશ્રામ ૪ ચોથો.

## બ્રહ્મપુજન.

વિશ્વમુર્તી મહામૂર્તી દિપ્તમુર્તીરમુર્તીમાન. સર્વાત્મક ભગવાનનું સર્વ બ્રહ્માંડો રૂપી મોટા શરીરનું ધ્યાન પુજનાદિક થવા માટે નાની મુર્તીમાં કલ્પના સમજવાની છે. જેમ બીજમાં ઝાડ સમાયલું છે તેમ મુર્તીમાન બ્રહ્મમાં સર્વ સૃષ્ટિ સમાયલી છે એવી ભાવના કરી પ્રથમ પુજાની ભુમી, જળ ને સામાનની સારી ભાવનાના મંત્રોથી ફુંકી પુજા કરી તે જળમાં ચંદન, એલચી દર્ભ, ચોખા, જવ, તલ, કપુર, ફળ, સોનું, રૂપું એમાંથી જે મળે તે નાંખીને પછી સર્વ દિશામાં મહા પ્રકાશીત અખંડ ભગવાનનું ધ્યાન કરી તેમાં વીચીત્ર ચીત્રથી અલંકૃત સર્વ દેવ તથા દેવીઓ સહિત ભગવાન તથા ભગવતીનું ધર્મ, જ્ઞાન, ઐશ્વર્ય ને વૈરાગ્ય રૂપી ચાર પાયાવાળા સિંહાસન ઉપર ધ્યાન કરવું, તેમનામાં જોઇને એક ચીત્ત થઇએ તે ન્યાસ કે કવચ કહે છે. મુર્તીઓમાં તેમનીજ ભાવના રાખીને સર્વનું કલ્યાણ રાખનારાં ભગવાનને પગ ધોવા રૂપ અર્ધને જળ પીવારૂપ આચમન ધરવું, ને મંત્રો બોલવા, દુધ, દહીં, ઘી મધ ને સાકર રૂપી પંચામૃત મિશ્રીત આંબળાનું ચુર્ણ તથા ચંદન ચોળીને સહજ ઉના અથવા ટાઢા પાણીથી સ્નાન કરાવવું. પછી લુછી કોરા કરીને રેશમી વસ્ત્રો, જનોઈ, ઘરેણાં, મુગટ ને પુષ્પહાર પહેરાવવાં પછી શુભ તિલક અંજન, સુગંધી ધુપ, ને ઘ્રત દીપ કરવાં અતી ગુણકારી ને મીષ્ટ પદાર્થોનું નૈવેદ્ય ધરવું. જમતાં વચ્ચે શુદ્ધ ઠંડુ પાણી પીધાની ને છેવટ હાથ ધોવાની ભાવના કરવી. પછી સુગંધીત મુખવાસ ફળ, પાન સોપારી વગેરે તથા પહેરવા

સોનેરી પાવડીઓ મુકવી પછી સુવાની શય્યામાં રેશમી તળાઈ પાથરી બેસાડવા ને પંખો નાંખવો, તથા દર્પણ અર્પણ કરવું. પછી આરતી ને ગીત ગાવાં નમન, પ્રદક્ષિણા, નાચ, પ્રાર્થના ને પુષ્પાંજલી અર્પણ કરી પુર્ણ સફળતા માગવી પછી તીર્થ જળનો કળશ ભરી પીવા મુકી પોઢાડવા છત્ર ધરવું ચમર ફેરવવો, વગેરે ચક્રવર્તી રાજાના મહેલ જેવો અથવા શકિત પ્રમાણે સર્વ વૈભવ મંદીરમાં કરે છે પણ ફકત મુર્તી પુજાથી સર્વ જ્ઞાનરૂપ કલ્યાણ થતું નથી માટે આ પ્રમાણે સર્વરૂપ પરમાત્માનું બ્રહ્મરંધ્ર હૃદય ને નાભીમાં પણ ધ્યાન વીચારને પુજન કરવું. કેમકે જે મહદાકાશમાં છે તેજ હૃદયાકાશમાં છે. માટે બાહ્ય કરતાં અંતર પુજન શ્રેષ્ટ છે. શરીરનું મધ્ય બિંદુ નાભીમાં પુજા કરવી હોય તો શરીર રૂપ મંદીરમાં પોતાના આત્મા રૂપ પરમાત્મામયમાં વિશ્વમુર્તી રૂપી શક્તીના વૈભવમાંના ધ્યાનમાં એકાકાર થઇ સુર્ય મંડળરૂપી આસન પર બેઠેલા દેવાદિકથી શોભતા પોતાના ધર્મમાં કહેલા સર્વમન કલ્પીત સ્વરૂપોવાળા શ્રી ભગવાનનું ધ્યાન ધરી માનસીક વસ્તુઓથી. સ્નાન, ચંદન, પુષ્પ, ધુપ, દીપ નવેદ્યાદીથી પુજન કરવું દક્ષણામાં પોતાનું સર્વ અર્પણ કરવું ને તેમના રૂપ ગુણ ને કામ જેવા થવાનો મનમંદીરમાં ભાવ કરવો. પછી સિદ્ધિઓ રૂપી પલંગમાં બેસાડી જપ, કથા ભજન વગેરે નવરાશ પ્રમાણે કરવું. શીવાલયમાં મહાશીવ પુરાણ, રામ મંદીરમાં યોગવાસીષ્ઠ, કૃષ્ણ મંદીરમાં શ્રી ભાગવત, દેવી મંદિરમાં શ્રી ભગવતી ભાગવત, ગણપતી મંદિરમાં ગણેશ પુરાણ, સુર્ય મંદિરમાં ઉપનિષદ ને ગીતા, હનુમાન મંદિરમાં રામાયણ વગેરે પુસ્તકો પુજારીઓએ દર્શન કરવા આવનારના કાનમાં આ જ્ઞાન નાંખવા માટે વાંચવાં જોઇએ.

બ્રહ્મ પ્રાપ્તી થવા બ્રહ્મજ્ઞાન મેળવી તે પ્રમાણે જીવતાં સુધી અભ્યાસ કરવો જોઇએ તથા આ પ્રમાણે અગ્નીમાં ધ્યાન પુજન તથા ઘણા પ્રકારના હોમથી જળમાં તર્પણથી ઉત્તમ બ્રાહ્મણમાં દાનથી, ભકતમાં ભાઇ જેવા ભાવથી, ગાયમાં ઘાસથી પોતાના આત્મામાં ભોગથી, ને સર્વ પ્રાણીઓમાં સરખા ભાવથી ભગવાનનું પુજન કરવું. ભગવાન સર્વ જીવ રૂપ છે તેથી કોઇનું ભુંડું કરીએ તે તેમનું ગણાય છે. માટે કોઈનું ભુંડું કરનાર, અદેખાઈ રાખનારને નિંદા કરનારને મહાપુજાનું પણ ફળ મળતું નથી, થોડી પુજાને ઘણી માનવી, ઘણી પુજાને થોડી માનવી અથવા ન માનવી એ પરમાત્માની મરજી પ્રમાણે થાય છે, ક્રોધથી પીડા કરવા ભક્તિ કરે તે અધર્મ છે. સુખ ને જશ માટે કરે તે મધ્યમ છે ને પાપ ટાળવા તથા પોતાના સારાં કામ પ્રભુને સોંપી મોક્ષ લેવા કરે તે ઉત્તમ છે. જગત આત્માઓ માટે છે ને આત્માઓ ઈશ્વરમાં એકાકાર છે. તેથી જડના માલીક ચેતન ભગવાનરૂપ આત્માઓની સેવા કરે, તેજ મનુષ્યોનો જન્મ મન, વચન, કાયા ને આયુષ્ય સફળ સમજવાં, પ્રાણીઓને માન આપવું તે ઇશ્વરને માન આપ્યા બરાબર છે, જગતની સેવાથી ભગવાનની સેવા થાય છે માટે જેમ ગાયને ઘાસ ખવાડીએ તો દુધ મળે છે, તેમ જગતની પુજાથી આપણું ભલું થાય છે. જગતનું રક્ષણ કરવાની ઇચ્છાથી પરમાત્માએ પણ રામ કૃષ્ણાદિ વિષ્ણુનાં, શંકરાચાર્ય, વલ્લભાચાર્યાદિ ધર્માચાર્યોનાં ને નરસિંહ તુકારામાદિ ભકતોના ઘણા અવતારો ધરી ઘણાં સારાં કામ કરી બતાવ્યાં છે. કરે છે ને કરશે. તે કહેવા માંડીએ તો કદી પાર ન આવે માટે આથી સમજવાનું કે સંસારનાં બધાં કામ સારી રીતે કરવાં. ને ભગવાનનું ભાન પણ બધી વખતે રાખવું.

જ્ઞાન ધ્યાન તથા પોત પોતાના ધંધાનાં કામ જોડે કરવાં તેનું નામ ભકિત છે તેથી બ્રહ્મલોકને–બ્રહ્મરૂપને પામે છે.

## રાગ–હરિગીત.

૧ ભરપુર છે ભગવાન તો, શી રીતે આવાહન કરૂં,
૨ આધાર આખા વિશ્વનો, શી રીતે આસનને ધરૂં;
૩ છો સ્વચ્છ તો શું અર્ધ્યને વળી પાદ્ય તે સમજુ નહિ,
૪ છો નીત્ય શુદ્ધ પરમાત્મા તો, આચમન કેવું સહી.
૫ નીરાકાર નીરંતર નાથ છો, નથી સ્નાન અડતુ જાણવું,
૬ છે વિશ્વ ઉદર આપમાં, તે માટ વસ્ત્ર ન આણવુ;
૭ છો સર્વ સંગ્રહ દેવ તો, ઉપવીત શું કરશે કહું,
૮ છો વાસનાથી પાર પ્રભુ તો પુષ્પ દેવા કયાં ચહું.
૯ નીરલેપને લેપન કરૂં, કયમ ચંદનાદિ ચોટશે,
૧૦ છો સ્વાભાવિક રમ્ય તો શું આભરણ શોભાવશે;
૧૧ સંપુર્ણ સુખ શાન્તિ વીશે આ ધુપ શા માટે ધરૂં;
૧૨ જ્ઞાનઘન સ્વ પ્રકાશમાં દીવો હું શા માટે કરૂં.
૧૩ નિત્ય તૃપ્તને નૈવેદ્યને, તાંબુલ શાં શાશ્વત હરી,
૧૪ શી રીતે થાય પ્રદક્ષિણા, અનંતની પાછળ ફરી.
૧૫ અદ્વૈતને શી રીતે નમું, વસ્તુ નથી જુદી કશી,
૧૬ વળી વેદનાં વચનો વડે, નિર્વાણની શ્તુતીજ શી;
૧૭ આરતી કેવી કરૂં, છો દેવ સ્વયંપ્રકાશની
૧૮ અંદર બહાર પ્રભુ પુર્ણની કેવી હશે ઉત્થાપની.
૧૯ પ્રેમભકિત જ્ઞાન ધ્યાન ને કર્મ બ્રહ્માર્પણ કરૂં,
૨૦ યોગ ભોગાર્પણ મહા શાન્તીને સમતા આચરૂં;
૨૧ અનંત સર્વાત્માપણામાં, મનોબલ પરીપુર્ણ હું,
૨૨ આદી અંતે એક તે હું, સર્વ સુખમય બ્રહ્મ છું.
૨૩ આ પ્રમાણે પરા પુજા કરે છે બ્રહ્મજ્ઞાનીઓ,
૨૪ સર્વત્ર સમ અદ્વૈતદર્શી, સમ નથી અજ્ઞાનીઓ;
૨૫ આવી પરા પુજા વિષે અધિકારીનો નહી ભેદ જે,
૨૬ તે નમન સદ્દગુરૂ દેવની કૃપા થકી એ પ્રણવને,

# વિશ્રામ ૫ પાંચમો.

## બ્રહ્મયોગ.

યોગ એટલે આત્મા પરમાત્માનું એક થવું તે, એકપણાના જ્ઞાન વગર એકતાને પામી શકતો નથી માટે સંપુર્ણ જ્ઞાન મેળવવાની જરૂર છે. આપણે કાંઈ કામ કર્યા વગર દિવસે બેસી રહેતા નથી ને રાતરે ઊંઘી જઇએ છીએ. તેમ પરમાત્મા સદા ઉંઘેલા રહેતા નથી. તેમના મનમાંહી જેમ શુદમાં ચંદ્રમા વધે છે ને વદમાં ઘટે છે. તેમ આ જગતનો આરંભ થઈ સૃષ્ટિ થાય છે વધે છે ને મહા પ્રલયમાં મટી જાય છે. સદાય શુન્ય રહેતા નથી. જગતની પહેલાં આપણે સૌ તે પુર્ણ બ્રહ્મમાંજ એક રૂપ હતા ને દશે દિશામાં તે બ્રહ્મતેજ ભરેલું હતું. તે જ્ઞાન ભાન ભુલી જઇને આપણા મનમાંથી ઉપજેલાં શરીરોવડે તેનાંજ રૂપાન્તર છીએ છતાં ધીમેધીમે જુદા ગરો ભોગવવામાં લાગ્યા છીએ. જેમ માસ્તર તથા નિશાળીયાએ બંનેની મહેનતથી તેમના મનની લાયકાત પ્રમાણે નિશાળનું પરિણામ આવે છે તેમ ઇશ્વરને મનુષ્યોના મનની ભાવના પ્રમાણે થાય છે. જ્યારે વેદનાં ઉપનીષદોનું જ્ઞાન મનુષ્યોમાં ભરેલું હતું ત્યારે તેવું બ્રહ્મ સ્વરાજ્ય જેવું સતયુગ જેવું સુખ હતું. દેશમાં સ્વરાજ્ય મળવું, વરસાદ આવવો, ધનવાન થવું ને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તીનો આધાર આજ્ઞા ઉપર છે. મનરૂપી બીજમાંહી શરીરો રૂપી ઝાડવાં ઉગે છે. પરમાત્માનું છે તે આપણું છે તો પણ તેવા જ્ઞાનની જે દરકાર રાખતા નથી ને તે અને હું જુદો છું તથા પોતાને અલ્પજ્ઞ, દુઃખી નિર્બળ ને યાચકજ રહી શકે તેવો માને છે તે તેવાજ અવતારોને પામે છે. ને પરમાત્મા નથી એમ જાણવાથી

પશુ પંખીને ઝાડના અવતારોને લાયક બને છે. પરમાત્મા અમારૂં ભલું કરો એવી ફક્ત યાચના કે ફક્ત મુર્તીપુજાથી ભલું થતું નથી જેમ રાજાને કહેવાથી કાંઈ મોટી નોકરી ન મળે પણ લાયકાત ને સર્ટીફીકેટ જોઈએ તેમ બ્રહ્મજ્ઞાનવાળી ભકિતથી સુખી થવાય છે. નામ સ્મરણ અથવા મંત્રજપમાં પણ તેમના અર્થનું જ્ઞાન ધ્યાન ને ચારીત્ર એટલે ભકિત પ્રમાણે કમી જાસ્તી ફળ મળે છે.

સંપુર્ણ સુખશાન્તીમય આપણા બ્રહ્મસ્વરૂમાંથી તે સુખ શ્વાસમાં લઈએ છીએ ને શ્વાસમાં :દુખને રોગીષ્ટ રજકણો બહાર કાઢીએ છીએ એ એવી ભાવના પોતાને નીરોગીને સુખી બનાવે છે, તેમજ વાતપીત્તને કફના રોગને મટાડવા અનુક્રમે પૃથ્વી ચંદ્રને સૂર્યનું ધ્યાન ધરવું જોઈએ, સર્વમાં સર્વ ઠેકાણે આ સુખ શાન્તી ભરેલી છે ને તેવીજ જગતની દશા ધર્મ અર્થ કામને મોક્ષની સિધ્ધીવાળી તૃપ્તિ સંતોષને સર્વ સુખવાળી થવાની ઇચ્છા કરવી. યોગીઓ મહાત્માઓ ને ભકતોની શુભ વાસનાઓથી જગતનું ભલું થાયછે :પણ બીજા માણસોની અશુભ ભાવનાઓથી બધું બરાબર ભલું થતું નથી જેમ સ્વપ્નામાં કુંવારાને સ્ત્રી, ભૂખ્યાને ભોજન ભક્તને ભગવાનનાં દર્શન મળે છે તેમ તીવ્ર ભાવનાવાળા માનસિક વીચારોથી ચમત્કારો થાય છે જેવા કે મહમદ છેલ, ઈસુખ્રીસ્ત, કબીર, તુલસીદાસ, તુકારામ, નામદેવ, સુરદાસ, બોડાણો, નરસિંહ, મીરાંબાઇ, જ્ઞાનેશ્વર, એકનાથ, શંકરાચાર્ય વગેરે હજારો મહાત્માઓના હજારો પ્રકારના ચમત્કારો, તથા પાતંજલ યોગદર્શનની સિધ્ધીયો, વિષ્ણુ ભગવાનના અવતારોને આ આખું જગતસર્વના મનમાંથી બનેલો ચમત્કાર છે ઘણીજ નવાઇની વાત છે કે જે મુળ બ્રહ્માકાશમાં કાંઈપણ ન હતું તેવા અપાર અખંડ બ્રહ્મ પોતે જ આ જગતરૂપે ઝળકી રહ્યા છે ને

આપણી નાની આંખ્યમાં દેખાતું આવડું મોટું જગત પૂર્ણ પરમાત્માની આગળ કિંચીત્ત માત્ર છે પોતાની મધ્યમાં આ સંસારરૂપ શરીરને સાચવી રહ્યા છે, ને સર્વનાં કર્તવ્યોને કરાવી રહ્યા છે. સંપુર્ણ સ્વતંત્ર છતાં પણ સ્વભાવિક રીતેજ આ પોતાના મનોરાજ્યની નાના છોકરાંની રમત રમાડી રહ્યા છે, આ પરમાત્મારૂપી પુરૂષ તથા જગતરૂપી પ્રકૃતીને મંદીરોમાં દેવ દેવીઓરૂપે જોડાંઓની કલ્પના કરી બેસાડેલાં છે.

સર્વે દેવ, દેવીઓ, સિદ્ધો, મહર્ષીયો, પીતૃઓને પ્રેતાત્માઓ રૂપ આ જગતની વીભૂતીયોનો શરીર છોડયા પછી યોગીભકતો સમાગમ કરી જ્ઞાનવાર્તાઓ કરી શકે છે.

દરીયામાંનાં માછલાં કહે કે દરીયો કયાં છે તેમ અજ્ઞાની કહે છે કે પરમાત્મા કયાં છે, માછલાં જેમ દરીયામાં ઉપજે છે રમે છે ને મરે છે તેમ જગત બ્રહ્મમાં ઉપજે છે ને રમે છે ને શમે છે.

બ્રહ્માંડની પેઠે આપણું શરીર પણ પંચભૂતનું છે તથા આત્મામાં પરમાત્મા એક થઇ શકે છે માટે સુખવાળી જગાએ ઉન, દર્ભ કે મૃગચર્મનું જ આસન ખાસ પાથરીને જ તે ઉપર સિદ્ધાસન, પદ્માસન કે શરીરને અડચણ ન થાય તેમ બેસવું. જીભવાળીને ઉંચે તાળવામા રાખવી, ઉપરના ને નીચેના દાંત જુદા ને હોઠ ભેગા રાખવા. આંખો બંધ કે અર્ધ ઉઘાડી રાખવી ને મનને નિયમમાં રાખવું.

સિદ્ધાસન—ડાબા પગની પાનીને ગુદાની આગળ સ્થાપન કરી જમણા પગની પાની પણ તે ઉપર રાખવી, વૃષણ તથા ઉપસ્થને જમણી બાજુએ ખસેડવાં, ને ધડ, ડોક ને માથું સીધાં રાખી બેસવું તે.

પ્રાણાયામ=પુર્વ પશ્ચિમ કે ઉત્તરાભી મુખે બેસી જમણા હાથની ચ્હેલી ને બીજી આંગળી વાળીને તે હાથની છેલ્લી બે આંગળીઓ વડે ડાંબુ નાક બંધ કરી જમણા નાકથી બહારના અમૃતમય વાયુને સારો મંત્ર મનમાં જપતાં જપતાં સોળ ગણુતાં સુધી કે યથાશક્તિ ધીમેથી પેટમાં ભરવો પછી અંગુઠા વડે તે નાક બંધ રાખવું. તે વેળા ગુદાને ઉપસ્થ સંકોચેલાં રાખવાં ને દાઢીને નીચે નમાવવી. ચોસઠ ગણુતાં સુધી કે શકિત પ્રમાણે મનમાં જપ સાથે તે પુરેલા પવનને રોકી મુકવો પછી દાઢીને પ્રથમ્ પેઠે ઉંચી કરી ડાબા નાક પરથી આંગળીઓ ઉપાડી વાયુને જપ સહિત બત્રીસ ગણુતાં સુધી કે યથાશકિત ધીમેથી બહાર કાઢવો ફરી આ રીતેજ ડાબા નાકથી વાયું ખેંચવો, રૂંધવો અને જમણીમેર બહાર કાઢવો. આ એક પ્રાણાયામ. આવા પ્રાતઃ મધ્યાનઃ ને સાયંકાળે ઈચ્છામાં આવે તેટલા પ્રાણાયામ કરવા. ઘણી શાંતી વડેજ વધારે વખત સુધી શ્વાસ રોકી શકાય તો વધારે સારૂં છે. અથવા નાક ઝાલ્યા વગર પણ શ્વાસ તથા મનની સ્થીરતા પરમાત્માની શાંતીમાંજ રાખવી એ ઉત્તમ પ્રાણાયામ ગણાય છે.

**પ્રત્યાહાર**–ઇંદ્રિયો પાંચ તથા પાંચ કર્મેદ્રીયો. તથા મનને છૂટાં ન મુકતાં શ્રી ભગવાન સીવાય બીજા કોઇનો વીચાર થવા ન દેવો તેથી તેમના જ્ઞાન, સુખ, ધર્મ ને ઐશ્વર્યનું ભાન થાય છે.

**ધારણા**–પરમાત્માના વિચારમાં મન સ્થિર રાખવું તે.

**ધ્યાન**–પોતાનો આત્મા સંપૂર્ણ પરમાત્મારૂપ સર્વત્ર વ્યાપક ને સર્વજ્ઞ એકમય થઈ રહે તે.

**સમાધી**–દેહનું ભાન ન રહે ને એક સદા શાંતમય રહે તે.

નીરાકાર બ્રહ્મ સાકાર વીના સદાય રહેતું નથી માટે ધ્યાન સાકાર સહિત હોવું જોઇએ. તેથી અનંત શ્વેતમય બ્રહ્મમાં પર-

આત્માનું અનેક સૂર્ય સમાન વિશ્વરૂપમાં બ્રહ્મશક્તિનું સર્વ વૈભવ સાથે અથવા મનગમતા રૂપવાળા પ્રભુનું ધ્યાન કરવુ ને દેહનું તથા સંસારીક પોતાના વીચારોનું ભાન ભૂલીને આનંદનાં આંસુ આવે ને સાદ પીગળી જાય તેવા પ્રેમથી ભગવાનમાં સર્વાંગે મન જોડી દઈ ધ્યાનકરતાં એકજ સર્વાત્મા બ્રહ્મરૂપમાં રહેવું તેજમાં તેજની પેઠે આ મોક્ષરૂપમાં મળી જવું જેમ ધ્રૂવ તારો આકાશમાં વિશ્રામ કરે છે, તેમ બ્રહ્મ તથા બ્રહ્માંડનાં પંચભૂતાદી સ્વરૂપમાં રહેવું.

આ યોગનો અભ્યાસ કરવાથી ને દેહનું ભાન છોડી દેવાથી દેહને કશી હાની ન થતાં બળ, બુદ્ધિ આયુષ્ય ને સુંદરતા વધે છે કેટલાક વખત પછી યોગ્યતા પ્રમાણે મોક્ષનું જ્ઞાન તથા સિદ્ધિઓ એટલે ભગવાનની શક્તિયોને પામે છે. જેમ વિદ્યા તથા ચાલચલગત પ્રમાણે નોકરી મળે છે, તેમ જ્ઞાન ધ્યાનની લાયકાત પ્રમાણે પ્રભુતા પમાય છે. જેવી મતી એવી ગતી ને ભક્તિ એવી શક્તિ મળે છે. આ દેહમાં તથા દેહ છોડયા પછી ઇચ્છીત વસ્તુઓની પ્રાપ્તી થાય છે. ને આયુષ્ય તથા આરોગ્યમાં વધારો થાય છે. પરમાત્માના મનમાંથી સર્વ જગતની ઉત્પતી છે માટે માણસોના મનમાંથી પોતાની સ્થીતી ઉપજાવવાની લાયકાત રહેલી છે તેથી સંધ્યા તર્પણ વૈશ્વ દેવાદી યજ્ઞો, દેવપુજન, બ્રહ્મયજ્ઞ, યોગાભ્યાસ, ભક્તિ. મંત્ર જાપ, શ્રાધ, મરણ પાછળની ક્રિયા, યજ્ઞોપવીતાદી સંસ્કાર ગુરૂદીક્ષા, લગનવીધી દાન પુણ્ય, વગેરે માનસીક ક્રિયાઓ સફળ થઈ ભોગ આપી શકે છે. ઘણાં વર્ષ ઉપર મુજબ યોગસાધના કરનાર ઇંદ્રિયો, શ્વાસ તથા મનને જીતીને ભગવાનને ભજે તો કોઈ સિદ્ધી મળ્યા વગર રહેતી નથી. પંચભૂત ઉપર ઐશ્વર્ય આવે છે. તેથી વાચા સિદ્ધિવાળા થવાથી શ્રાપને આશીર્વાદ સફળ થાય કવીત્વ શકતીવાળો

થાય. મનથીજ વીધાનમાર્જ નાદીક હાથ ફેરવવાથી રોગોને પ્રેતાદીકની પીડા મટાડે છે. જેમ પરમાત્માને દેવતા, પાણી ઝેર, ભુખ, તરસ ને ટાઢ તડકાથી દુઃખ થતું નથી. તેમ યોગમય શરીરવાળાને થતું નથી આકાશ, વાયુ, તેજ, પાણી ને પૃથ્વીવાળા મોટા રૂપનો આકાર પોતાના મનને આપીને તેવા પરમાત્માના સ્વરૂપમાં રહેવાથી મોટું ને ભારે શરીર ધરવાની સિદ્ધી પામે છે તથા પંચભૂતના ઝીણા કણવાળા પ્રભુમાં ધ્યાન રાખવાથી ઝીણા ને હલકા રૂપને ધરી શકે છે ભગવાન ઘણા આકારવાળા છે, તેમાં મન રાખવાથી ગમે તે દેવાદિક મનગમતો આકાર પામી શકે છે. જળમાં રહેનાર જીવોનું જળથી મરણ નથી તેમ તે પાણી ઉપર ચાલી શકે છે. ઘણું પાણી પી જાય તથા ઉપજાવી શકે. આંખ્યોને બંધ રાખીને આખ્યોમાં સૂર્યને ધારી તેમાં પરમાત્માને ધારવાથી જગતને દેખનાર થાય છે. શરીરના વાયુને પ્રભૂમાં મેળવી સ્થીર કરવાથી જ્યાં મન જાય ત્યાં શરીર જવાની સિદ્ધી પામી ઉપડીને જાય તથા પોતાનું શરીર છોડી વાયુરૂપે બીજા શરીરમાં પેશી શકે છે. આકાશમાં અનંત પૃથ્વીઓમાં ફરવાનું જોવાનું ને જાણવાનું બની શકે છે. ઘણીજ શાંતી વડે કાને સાંભળતાં અથવા કાનનાં કાણાં બંધ કરી ને અવાજમાં આકાશ જેવા સર્વરૂપ ભગવાનમાં ધ્યાન રાખે તો સર્વ પ્રાણીયોની બોલી સાંભળવાની શક્તિ પામે છે. આ સૃષ્ટિરૂપી સર્વાત્મામાં મનથી એકતા કરીને સર્વનું સુખ દુઃખ જાણનાર થાય. પ્રેરણા કરનાર ભગવાન ભજતાં બીજાઓની બુદ્ધી ચલાવવાની શક્તિ પામે, ઐશ્વર્ય, જ્ઞાન, ધર્મ જશ, લક્ષ્મી ને વૈરાગ્યાદી ભાગ્યવાળા ભગવાન ભજવાથી સુખભોગની ઇચ્છા પુરી થાય પરમેશ્વર નિર્મોહ છે તેમાં મન રાખવાથી જે જે સુખની ઇચ્છા હોય

તે પામીને ઇચ્છા વગરનો થાય ગુણવાળા ધર્મમય પરમાત્મા છે તેમ પોતે રહેવાથી દેવલોક જેવું સુખ ભોગવવા પામે. ભગવાન સત્ય સંકલ્પવાળા છે. તેમાં ધ્યાન રાખવાથી જેવી કલ્પના કરે તેવું થાય થઈ ગયેલી, થતીને થવાની વાતો જાણનાર પરમાત્માની ભક્તિથી તેવું જાણી શકાય, ને પારકાના મનને જાણનાર થાય. સર્વને વશ રાખનાર ઇશ્વરના અવતાર સ્વભાવ હથીયાર, છત્ર, ધજાવાળું ધ્યાન કરે તે તેવી શક્તિવાળો થઇ શકે. જેવું થવા ધારે તેવું ભોગવે છે. ગણપતિ. વિષ્ણુ ને બ્રહ્માના ઐશ્વર્યને પણ પામે છે. પોતાની ઇચ્છા પ્રમાણે સૃષ્ટી કરી શકે. સઘળાંના મનને પોતાના આધીનમાં રાખે ને જગતને જુદા જુદા રૂપમાં બનાવી શકે. આવાં દેવતાઈ ઐશ્વર્યનો મહીમા બ્રહ્મજ્ઞાનીઓ જાણે છે ને તે તે દેવના સ્વરૂપને મેળવે છે. નાની શકિતયો ઉપરાંત મોટી શકિતયો માટે તો પરમાત્માએ ગૃહસ્થાશ્રમના ધર્મથી છોડવેલી સ્થીતીવાળો અતીશ્રમ, અત્યાહારને ઉજાગરા વગરનો એકાંત સ્થળે રહી યોગાભ્યાસમાંજ વખત ગાળનારો જ્ઞાનવાળો બ્રહ્મચર્ય વાળો એકાગ્ર શાંત મનવાળો ઇંદ્રિયોને રોકવાની શકિતવાળો તપસ્વી, સદા પવિત્ર સાત્વિક હવીષ્યાન્ન જમનારો યોગી હોય તોજ કેટલીક આ શરીરમાં અને "શરીરનું બંધન" છોડયા પછી મોટી સિદ્ધીયો મેળવે છે જ્ઞાન ધર્મ ઉપદેશ દાતારી ને સર્વસ્વ ભગવાનનુ સ્વરૂપ છે પણ યોગી સિદ્ધીયોમાં જ લાગવાથી મોક્ષમય ભગવાનને પામતો નથી કેમકે સંપુર્ણ શુદ્ધ ભકિત શીવાય બીજા ઉપાયોથી મોક્ષ મળતાં વાર લાગે છે. માટે ઇચ્છા હોય તો ભોગ ભોગવી લઈ મોક્ષ માર્ગે જવા માટે હઠયોગ તજી રાજયોગ રૂપી ભકિત કરવી યોગમાર્ગમાં એકપણાનો ને ભકિતમારગમાંમાં સર્વ અર્પણ કરી સેવક થવાનો ભાવ છે યોગ ને ભકિતનુ

છેવટ ફળ એક જ છે પણ સર્વ વખતે બની શકે તેવી સુગમ ને સુખદાયી સર્વને માટે શ્રેષ્ટ ભક્તિ છે

જેમ દુરાચણી માણસને મોટી નોકરી મળે તો વધારે અન્યાયથી વર્તી શકે છે તેમ દુર્ગુણી માણસ યોગની શક્તિનો ઉપયોગ ખોટાં કામ કરવામાં કરે છે માટે આ જ્ઞાન તેવાને આપવુ નહિ પરીણામે તો તેને તેવો જ ખરાબ બદલો મળે છે પણ પ્રથમ માં લાભ લે છે માટે સજ્જનોને આ જ્ઞાન સત્વર આપનાર પ્રભુનો પ્રીય થાય છે

## રાગ—ધન્યાશ્રી.

નીજ પ્રતિબીંબ વિચાર, જગતને નીજપ્રતિબીબ વીચાર
જે અંતરમાં સુખમય રહે તે, દેખે સુખ બહાર; જગતને૦
જે દુખમાં નિમગ્ન રહે તે, બહાર દુઃખી રહેનાર. જગતને૦
પ્રેમદયાથી યુંક્ત રહે તે, પ્રેમદયા લેનાર; જગતને૦
વેરભાવથી જે જન વર્તે, તેના વેરી વધનાર જગતને૦
મનને શ્રીમંત જે જન રાખે, તે શ્રીમંત થનાર જગતને૦
જે દરિદ્ર વીચારે રહે તે, દરિદ્રપણુ ગ્રહનાર જગતને૦
રોગરહિતતા ના વીચારે, જન નીરોગ બનાર. જગતને૦
રોગ તણા વીચારો સેવે, થાય રોગ સહનાર જગતને૦
દૈવી–સંપત તણા વિચારે, જીવો દૈવી થનાર; જગતને૦
આસુરી સંપતતણા વિચારે, જીવો અસુર બનનાર જગતને૦
ભક્તિ વિચારે નીશદિન રહેતાં, ભક્તપણુ મળનાર જગતને૦
બ્રહ્મવીના બીજુ કાંઇન વિચારે, તે મુક્ત બ્રહ્મ વસનાર જગતને૦

---

# વિશ્રામ છઠ્ઠો

## બ્રહ્મભક્તિ.

શ્રી કૃષ્ણ ને નારદ રૂષી બે જતા હતા. નારદે પુછ્યું કે તમે આ જગત શી રીતે બનાવો છો. શ્રી ભગવાને કહ્યું કે પેલા તળાવમાં આપણે નહાવા પડીએ,' ને ડુબકી મારીએતો કોણ વધારે અંદર રહે છે, પછી બંને પાણીમાં પડયા ને બુડયા, નારદે બહાર જોયું તો ભગવાન દેખાતા મટી ગયાને નારદનું શરીર વસ્ત્ર દાગીના સહિત સ્ત્રી રૂપ થયેલું જોયું તે વખતે ઘોડાપર બેઠેલો ત્યાંનો રાજા આવ્યો તેણે પુછ્યું કે તું કોણ છે ને કયાંથી આવી છે. નારદ બોલ્યા કે તે હું જાણતી નથી. રાજાએ કહ્યું કે ચાલ મારા દરબારમાં. તેથી તે ત્યાં ગયા ને દશ છોકરાંની માતા થયા, તે પછી કોઈ બીજા રાજાની જોડે લડાઈ ચાલવાથી છોકરા કપાઈ મુવા. આથી રોતાં રોતાં સૌની સાથે આવીને આ તળાવમાં જ સ્નાન કર્યું તો તે પાછા નારદને શ્રી કૃષ્ણ હતા તેમ થઈ ગયું. ભગવાન બોલ્યા કે પાંચ મીનીટમાં તમે બહાર આવ્યા. નારદ બોલ્યા કે અરેરે પચાસ વર્ષ સુધીનું સુખ દુઃખ સ્વપ્ના જેવું દેખાડ્યું. ભગવાને કહ્યું કે આ પ્રમાણે સૌ જીવાત્માઓના મનમાં આવા અવતારો રૂપી સ્વપ્નાં થાય છે તમે હવે રાણી તેમજ આ નારદપણું કે મારૂં શરીર પણ થોડા વખત માટે છે, સદાકાળ રહેનારૂં જે બ્રહ્મ તે આપણું સત્યસ્વરૂપ છે. ગોવર્ધન પર્વત પેઠે મેં ત્રણી પૃથ્વીયોને સદા ધારણ કરેલી છે. દ્વારકાંમાં સોળ હજાર એકસોને આઠ મારાં શરીરોથી તેટલા ગૃહસ્થાશ્રમો ચલાવું છું. તેવા જગતના સૌ ગૃહસ્થાશ્રમો મારાંરૂપ છે, જગતનાં બાળકોની રમત જેવી મારી બાળ-

લીલા હતી. કંસાદિક જેવા અધર્મી લોકોને પાન્ડવો જેવા સદ્‌ગુણી માણસો છે, ગોપીયોરૂપી ભક્તજનો છે ને સૌને સારાં ખોટાં ફળ મળે છે, આકાશમાં સર્વ જગત રહેલું છે, માટે મારા શરીરનો રંગ શામ આકાશ જેવો છે. વાયુરૂપ શંખ સુર્ય રૂપ ચક્ર, પાણીરૂપી પદ્મ પૃથ્વીરૂપ ગદા, ને વનસ્પતીરૂપી વન માળાને ધારણ કરી રહ્યો છું. હું મારા બ્રહ્મસ્વરૂપને જાણું છું તેથી આ શરીર પછી તે રૂપે થઇ રહીશ, જગતના આત્માઓએ પોતાના સત્યસ્વરૂપને ભૂલી જવાથી જ્ઞાન થતાં સુધી ઓછાવત્તા અવતારોમાં રખડે છે. કોઇ વખત બ્રહ્મા વિષ્ણુંને સદાશીવ વગેરે દેવલોકો બેઠા હતા. બ્રહ્મા બોલ્યા કે હું સર્વ જગત ઉપજાવું છું માટે મોટો દેવ હું. વીષ્ણુંએ કહ્યું કે હું પાલન પોષણ ન કરૂં તો સૌ મરી જાય. શીવ કહે કે વખતસર હું નાશ ન કરૂં તો ઘણું જ વધી જાય. આ આકાશ કયાં સુધી છે તેનો છેડો જોવા બ્રહ્મા તમે ઉપર જાઓ ને વીષ્ણું તમે નીચે ચાલ્યા જાઓ. પછી તેમ કરી થાકીને પાછા આવ્યા આકાશનો અંત દેખાયો જ નહિ. શીવ બોલ્યા કે આ બધું બ્રહ્માકાશ છે, તે સર્વજ્ઞને સર્વ શક્તિમાન આપણો મોટો દેવ છે, તે દશે દિશામાં સંપુર્ણ પરમાત્મા છે, તેમાં તેમના સંકલ્પથી આપણે :અસંખ્ય બ્રહ્માંડોની સાથે અસંખ્ય વખત ઉપજીયે છીએ ને તે બ્રહ્માંડોની સાથે જ મટી જઇએ છીએ. જુદી જુદી પૃથ્વીયોના જુદા જુદા ઈશ્વરો તે આ બ્રહ્માકાશરૂપી પરમાત્માનાં જ શરીરો છીએ માટે ઉત્પત્તી સ્થીતીને લયનો પ્રકાશક પોતે આ એકલા જ ભગવાન છે તેમનું ભજન કરવું જોઇએ. **स्वस्वरुपानु संधानं भक्ती रित्य भीधीयते. ॥ वासुदेव सर्वमीतीस महात्मा सुदुर्लभं. ॥**

અંતર્દષ્ટીથી જોતાં બ્રહ્મજ્ઞાનની અંદરજ કર્મજ્ઞાન રહેલું છે

માટે પુર્ણદૃષ્ટીમાં રહેલાં જગતનાં શુભકામો કરવાં જોઇએ તે માટે ઉપર પ્રમાણે જ્ઞાન સહિત ધ્યાન રાખવું એટલુજ નહિ પણ સર્વમાં અંદર બહાર રહેલા પરમાત્માને જોઇને સર્વનું સારૂ કરવુ પંખી બે પાંખે ઉડે છે તેમ જ્ઞાન ધ્યાન તથા ધર્મ કર્મ બન્ને કરવાથીજ ભકિત કહેવાય છે માટે વર્ણાશ્રમ ધર્મનાં તથા પરોપકારનાં કામ કરવાથી સર્વના આત્મા ભગવાનનું જ પુજન થાય છે. એવી સેવા કરનારા પોતાના ભકતોને ભગવાન સુખ સમૃદ્ધિ તથા સર્વે સિદ્ધીયો માગ્યા વગર પણ આપે છે. બાળકને માબાપ તેમ સર્વને પરમાત્મા રક્ષક છે તેથી તેમની ઇચ્છા જગતનુ દુઃખ ટાળી સુખ આપવાની હોય છે માટે ભકિતથી ઉદ્યમ કરવાથી જ્ઞાન સત્કર્મ રાજનીતી વેપાર ખેતી ઘણી જાતની આજીવિકાઓ લાંબુ આયુષ્ય સારાં સંતાન, ધર્મ, અર્થ કામ મોક્ષ વગેરે જે ભગવાનનાં રૂપ છે તે આપીને સુખી કરે છે સર્વ વસ્તુઓના આત્મા ભગવાનના શરણા વડે તે વસ્તુઓ વહેલી મળે છે કારણ કે સર્વ વસ્તુઓનું મુળ તેમનામાં જ રહ્યું છે પોતે અભય છે ને ભકતને અભય દેનારા છે તેથી જે જોઇતું હોય તે મળે એવી ગોઠવણ કરે છે માટે ભગવાનમાં મન લાગે એજ ખરેખરી વિદ્યા છે તથા જેથી ભગવાન રાજી થાય એજ સરૂં કામ છે માટે તેમને પોતાના જીવ જેવા વહાલા પુત્ર જેવા સ્નેહપાત્ર ભાઇબંધ જેવા વિશ્વાસુ માબાપ જેવા હિતકારી ને ગુરૂ જેવા જ્ઞાન દેનારા જાણીને પોતાની વસ્તુઓ તથા મનવચન ને કામ તેમને અર્પણ કરીને તેમના ઉપયોગમાં વાપરવાં સર્વ ઉપર ઇશ્વર બુદ્ધી રાખીને સંસાર વહેવારનાં બધાં કામ સારી રીતે કરવાં સર્વ પ્રાણીમાં રહ્યો એવો હું બ્રહ્મરૂપ છું એ હરેક ઉદ્યમ વખતે તથા તમામ વખતે ધ્યાન રાખી વર્તવું પરમાત્મા

ઉપરના પ્રેમના લીધે બધું સારૂં જ થાય છે શ્રીભગવાનમાં મન એક થાય એજ દુઃખ નાશ કરનારો ઉદય છે કેમકે હજારો ભક્તોનાં ન બને તેવાં કામો પણ કરી આપ્યાં છે માબાપ પોતાના બાળકને સાપ કે દેવતા તરફ જવા દે નહિ તેમ ભક્તને અયોગ્ય કામ કરતાં પરમાત્મા મનમાં અટકાવે છે બાળક મોટું થતાં આવી સંભાળ રાખવી પડતી નથી તેમ ભક્ત જ્ઞાની થયા પછી સુધારવાનું રહેતું નથી જ્ઞાની ભક્તો મોટા પુત્રો સમાન ને અજ્ઞાની ભક્તો બાળક પુત્રો સમાન છે પરમાત્મા અતીશય ગુણવંતા છે ને જેમ સૌને સૌ કરતાં પોતાના સેવક વધારે વહાલા હોય છે તેમ પરમાત્માને બીજાઓ કરતાં ભક્તો વધારે વહાલા છે તેથી જેમ માતા બાળકને રોગ મટાડવા કડવી દવા રોવડાવીને પણ પાય છે તેમ સેવકોના અભીમાનાદિ નાશ કરવા કઠણ હૃદયવાળા પણ થાય છે પ્રભુના સેવકોના મનમાં અજ્ઞાન વ્યાપતું નથી ને પ્રભુની પ્રેરણાથી વ્યાપે તો પરીણામે જ્ઞાન આપે છે બીજા જીવોની પેઠે તેમની ખરાબી થવા દેતા નથી તેમના દાસ છતાં ખોટી રીતે ધનાદીકની આશા કરે તો કહો કે તેમનો શો વિશ્વાસ રહ્યો. માટે જેમ જાદુગરના નોકરને જાદુના ખેલનું કપટ મોહ કે આશ્ચર્ય ઉપજાવી શકતું નથી તેમ ભક્ત સર્વ જગતને પોતાના પ્રભુમય દેખતો હોવાથી કોઇના ઉપર કામ, ક્રોધ ને લોભાદીક કરતો નથી કોઈ પીતાને ધર્માત્મા તપસ્વી ધનવાન શુર, દાતાર સર્વજ્ઞ બ્રહ્મજ્ઞ, સિદ્ધ મુક્ત કવી, સંન્યાસી ગુણવાન ગંભીર પંડીત ચતુર વેદજ્ઞ રૂપવાન યોગી એવા ગુણવાળા પુત્રો હોય પણ તેમાં જે પુત્ર મન વચન અને કાયાથી પીતાની શુદ્ધ ભક્તીવાળો સેવક હોય તે તેને પ્રાણ સમાન પ્યારો

લાગે છે તેમ ભક્ત ગમે તે જાતનો હોય પણ પ્રભુના સ્મરણ પ્રેમ ને શુભ કામવાળી ભક્તીવડે પ્રભુનો થાય છે તેમની કૃપાથી સુખ, સંતોષ ને વીશ્રામ પામે છે પ્રભુ મચ્છર ને બ્રહ્મા ને બ્રહ્માને પણ મચ્છર બનાવી શકે છે માટે ગુણવંતા ભગવાનની ભક્તી કરનારા ભક્તો મહા ભાગ્યશાળી ને ગુણવંતા થાય છે જેમ જેમ ભક્તીથી મન શુદ્ધ થતું જાય તેમ તેમ જ્ઞાન થઇ ભગવાન દીઠામાં આવે છે તેથી તે તે રૂપ થઈ તેમની પેઠે રહે છે જગતના રાજ્યથી પણ તેમનામાં વધારે સંપુર્ણ સુખ દેખે છે તેથી તે રાજયોગી સુતેલો બેઠેલો ચાલતો તથા સર્વ કામો કારતો હોય પણ તે રૂપે રહે છે જેમ ભાંગ પીનારને શરીરનું ભાન ન રહે તેમ દેહ તથા દેહના કામને દેખતો નથી ને દેખે તો પણ પોતનાં માનતો નથી તેથી અંતે પ્રભુ સાથે વાસ, રૂપ ને ઐશ્વર્યને પામે છે. સંપુર્ણ ભક્તીથી મન પરમાત્માને અર્પણ કર્યું હોય તેને પાપનું ફળ ભોગવવાની જરૂર નથી. કેમકે તે પાપ કરતોજ નથી ને અજાણતા થઈ જાય તો તે વહાલા ભક્તોનો અપરાધ પ્રભુ સહન કરે છે. એવા ભક્ત કરતાં ભગવાનને મોટા દેવ કે પોતાની વીશ્વ સુતી પણ ઓછી વહાલી છે. એવા જન્મ મરણથી છોડાવનાર પ્રભુને ફક્ત સુખની ઇચ્છાથી ભજે તેની બુદ્ધી ઓછી જાણવી મોક્ષ એ કાંઇ ગામ કે સ્થાન નથી કે કોઈ દિશામાં ભગવાન ન હોય. ત્યાં જવા આવવાનું નથી કારણ કે પરમાત્મા વીનાની લગારે જગા ખાલી નથી. પરબ્રહ્મ હું છું એ સંબંધી જ્ઞાનવડે શરીર હું છું એ સંબંધી કલ્પનાઓની અજ્ઞાન-રૂપી ગાંઠ મનમાંથી નાશ થાય તથા જગતને ઇશ્વર એ બે વાળી દ્વૈત દ્દષ્ટી મટીને તે બંને એકનું જ રૂપ છે એવી અદ્વૈત બુદ્ધી થાય અને તે પરમાત્માનાં આપેલાં દેહનાં તથા દુનીયાનાં સર્વે શુભ કામો

યથાશકતી કરીને ભકતી થાય ને પોતાનો આત્મા પરમાત્મા જેવો સંપૂર્ણ શુદ્ધ થાય તો મુકતી મળે છે. કાચા જ્ઞાનથી મોક્ષ ન પામતાં સારે ઠેકાણે અવતાર લઇ ભકતીયોગ મેળવી અંતે પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે. મરણ વખતે નાશ થવાની બીક ન રાખતાં પંચભુતનું શરીર પંચમહાભૂતમાં મળે છે ને અમ્મર આત્મા પરમાત્માના મહાબ્રહ્મરૂપમાં મળે છે. એમ જાણી સત્કર્મોવાળા જ્ઞાનીઓ સારે ઠેકાણે જવા પેઠે પ્રસન્ન રહે છે. તથા જાણે છે કે પરમાત્મા છે તે પ્રકારે મારો પણ આત્મા છે ને બરફનો કકડો પાણીમાં એક થાય તેમ થઇશ એમ ભક્ત માણસો ભગવાનનું ઐશ્વર્યવાળું શરીર આ દેહમાંજ મેળવીને જાય છે ને અનંત જન્મથી છૂટે છે. માટે સમદષ્ટિવાળું મન પરમાત્મામાં પેસાડીને સર્વ મનથી ઉપજેલું છે, આપણામાં કલ્પાયેલું છે, આપણે જ ઇશ્વર છીએ જે જુદું જાણે છે તે જન્મ મરણ પામ્યા કરે છે. જે ઇશ્વર અહીં છે તે જ પરલોક છે. દેખાડનાર ને દેખનાર તે એક જ શીવાય બીજું નથી એવી બ્રહ્માકાર સ્થીતીમાં ઉંઘ સ્વપ્નને જાગૃતવગરના લયવીક્ષેપ વગરના, સ્વજાતીય પ્રવાહવાળા' સદા એક દશામાં રહેનાર શાંત બ્રહ્મ ધામમાં પોતાનો લય થવા માટે અથવા સારી સ્થીતી પામવા માટે જ્ઞાન ધ્યાન, યજ્ઞ, પુજન, જપ, તપ; દાન સત્કર્મો ને ગૃહસ્થાશ્રમના ધર્મો વગેરે ભકિતના ધર્મો બજાવીને બ્રહ્મ માટે, જે પ્રયત્ન કરે છે તે બ્રહ્મને જ પામે છે.

સાધુજનો આ જગતને કલ્પનાથી ઉપજેલું જાણી ઇંદ્રિયોની અયોગ્ય ઇચ્છાઓને જીતેલા, જીવને બ્રહ્મની એકતામાં સંદેહ વગરના શરીરોરૂપી કેદખાનાંમાંથી છૂટેલા. આત્માનંદને જાણનારા અખંડ શુદ્ધ પોતાના સ્વરૂપના અનુસંનમાં સાવધાન ભકિતમાર્ગમાં પ્રવી-

તાવાળા. વિજ્ઞાન વૈરાગ્ય વીવેક ને વીનયાદિ સદ્ગુણોજવાળા સ્વધર્મને ન છોડનાર; સૌનું સારૂં કરવાના સ્વભાવવાળા દુઃખીને દેખીને દયા કરનારા, સર્વ સુખદાયક ભકિત સર્વને શીખવાડનારા, મોક્ષધર્મને ચલાવનારા. નરકમાર્ગનો નાશ કરનારા, સૂર્યથી તો આંખ્યોથી દેખાય એટલુજ પણ પોતે જ્ઞાનરૂપ આંખ્યો આપી ઘણું દેખાડનાર જેમને આત્મજ્ઞાન દિવસરૂપ છે ને સંસાર રાત્રીરૂપ છે એવા, માબાપે આપેલા જન્મનો નાશ થાય છે પણ તેમણે આપેલા બ્રહ્મરૂપ જન્મનો કદી નાશ થતો નથી. એવા બ્રહ્મની ઓળખાણને સિદ્ધીયો જેણે આપેલા જ્ઞાનને આધારે છે એવાં; બ્રહ્મતુલ્ય પુજ્ય ભકતો જગતનું કલ્યાણ કરનારા છે ને ભકિતનાં પુસ્તકો પણ તેવુંજ ફળ આપે છે માટે એક ભકતને ભીક્ષાદાન આપવું તે કરોડ બીજા માણસોને જમાડવા તુલ્ય છે. કેમકે તે બ્રહ્મનું સદા ધ્યાન કરે છે. પોતાને બ્રહ્મરૂપ જાણી બ્રહ્મમાં એક રહે છે; તેથી તેમનું ભોજન કે દાન પરમાત્માને તૃપ્તી આપે છે. તેથી બ્રહ્માર્પણ કૃષ્ણાર્પણ કહેવાય છે.

શુદ્ધ ચીદ્‌રૂપ સૂર્યનારાયણમાં સુખેથી રોજ સુઇ રહેવાનો અને શુભ કામરૂપી મીત્રની સાથે જીવન ગાળવાનો અભ્યાસ કરી હંમેશને માટે પરમપદમાં વિશ્રાન્તી મેળવે છે. તેમાં સુવાનાં સાધન વગર, નીંદ્રા ને સ્વપ્ન વગર તથા મનને વિચાર વગરની પોતાના સ્વરૂપમાં જાગૃત એવી અખંડીત નીંદ્રા અથવા સમાધીનું સુખ ભોગવવા જગતને ચીદાકાશના એક ભાગમાં સ્વપ્ન જેવું બ્રહ્મમાં લીન જોઇને બ્રહ્માનંદરૂપ અમૃતનું પાન ધરાતાં સુધી જે કરે છે, ને આવી લાગેલા સંસાર વ્યવહારરૂપ મનોહર દેખાવ ઉપર વિશ્રાંતી લઇને પરમ પ્રકાશરૂપ શંય્યામાં સુખેથી સદાકાળ સુઇ રહેવાનો

અભ્યાસ કરે છે એવો જ્ઞાની મુક્તિના સ્વરાજ્યને ભોગવવા લાયક થાય છે. દિશાઓની પેઠેંજ ઘણાજ વીસ્તારવાળી નિર્વિકાર સ્થીતીને ગ્રહણ કરે છે. જગતને આકાશના કરતાં પણ સ્વચ્છ ચીદાકાશ માનીને આભાસરૂપ દેહાદિથી વ્યવહાર કર્યા છતાં પોતાના સ્વરૂપને સારી રીતે જાણે છે, ને પરમબ્રહ્માકાશના સ્વરૂપને પામે છે. તેનો સ્વભાવ ઉદાર, કોમળ, મધુર, સ્નેહાળ ને સુંદર સ્વાભાવિક રીતેજ હોય છે. પવિત્ર કીર્તીવાળો શાંત જીવન્મુકત પુરૂષ પોતાની યોગ્યતા પ્રમાણે વ્યવહાર કરતાં હર્ષ કે શોક અગર મિથ્યા વીવાદ કરતો નથી, અને મહાત્માઓના સદ્ગુણોને અનુસરે છે.

જેમ પરમાત્માએ સૃષ્ટિ સંબંધી કામ કરવાનાં છે તેમ તેમનામાં એક થઇ તેમનાં કામ કરવાં હોય તો. કરે છે માટે આ દેહમાં રહ્યા છતાં પણ સર્વે કામ તેવી સારી રીતે કરીને જેવો પોતાના આત્મા ઉપર પ્રેમ હોય તેવોજ સર્વના ઉપર રાખી સંસાર વ્યવહારનાં સર્વે કામ કરવાની સાથેજ બ્રહ્મ વિના બીજી કોઇ વસ્તુ નથી, એવું સ્વરૂપ પોતાથી જુદું ન જાણે તે પ્રેમલક્ષણા અથવા પરાભકિત છે અનન્ય બુદ્ધિવડે આ પ્રમાણે ધર્મ તથા ધ્યાનવાળી ભકિત કરવાથી પરમ પુરુષને દેખી જાણી તથા પામી શકાય છે.

## રાગ ધોળ

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેની અંદર પ્રગટયું આપ;
એવા જન હરી તણા.
આપ ટળી મળ્યા ભગવાનમાં, જેના આપમાં હરીનો વ્યાપ—એવા૦
જેના શીષમાં શીષ છે શીવનું, જેના નયને એ શકિતનાં નેણ—એવા૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વહાલાનાં વેણ—એવા૦

જેના કાનમાં કાન શ્રીકૃષ્ણના, જેના નાકમાં નાસીકા નાથ—એવા૦
જેની જીભમાં જીભ જીવનની, જેના હાથમાં રામના હાથ—એવા૦
જેના હૃદયમાં હૃદય છે બ્રહ્મનું. જેના પગમા પ્રભુના પાવ—એવા૦
જેમ હીરો હીરામાં આવીયો, તેમ થયો છે સહજ સમાવ—એવા૦
ધર્મ, ભકિત, વૈરાગ્ય ને જ્ઞાન જે, તેને રહેવાનું સંત છે ઠામ—એવા૦
એમ સંતમાં રહ્યા શ્રી હરી, માટે સંત તે સુખનું ધામ—એવા૦
કરે કામ બધાં પણ ધ્યાનમાં, શુભ કામનો સારો વીવેક—એવા૦
અલ્પરૂપ નહિં બ્રહ્મરૂપ એ, વાસુદેવના જ્ઞાનમાં એક—એવા૦
એવા સંત સર્વાત્મા ત્યાં મળે, જેણે દેહબુદ્ધિ કીટી દુર—એવા૦
એવા સદ્‌ગુણી સદ્‌ગુરૂને સંગે અંતરે આનંદ સૂર્ય—એવા૦
એવા સંત સર્વાત્મા ત્યાં મળે, જેણે દેહ બુદ્ધી કીધી દુર—એવા૦
એવા સદગુણી સદ્‌ગુરૂને સંગે, ઉગે અંતરે આનંદ સુર્ય—એવા૦



# વિશ્રામ ૭ મો.

## વચનામૃત.

### દોહરા

ભકિત ભકિત સૌ કહે, ભકિત જાણે કોક,
ખોટા સ્વભાવ નવ તજે તેની ભકિત ફોક. ૧
દેહભાન ભૂલી થવું, સૃષ્ટી દેહ સ્વરૂપ;
આત્મા સર્વાત્મા અને પૂર્ણ પરમાત્મા ભૂપ. ૨
આત્મા ઔર પરમાત્મા, અલગ રહે બહુ કાલ;
સુંદર મેલા કરદીયા, સદ્‌ગુરૂ મીલા દલાલ. ૩

લક્ષ ચોરાશી ભટકતાં, કછુ ન લગત પાર;
સો તો ફેરા મીટ ગયા, સદ્‌ગુરૂ કે ઉપકાર. ૪
બહુત પુણ્ય સેં મીલત હય, જ્ઞાની કો સંગ આય;
સબ ગ્રંથ ન કો તત્વસો, પલમેં દેત બતાય. ૫
સંત સબનકો હીત કરે, દે સાચો ઉપદેશ;
મુકત મીલાવે રામસેં સ્વારથ નહિં લવલેશ, ૬
દોષ કલંક મીટાય કે, શુદ્ધ કરત હૈ સંત
મુકત મીલાવે સબહીકું. પ્રગટરૂપ ભગવંત ૭
ધર્મ ભકિત, વૈરાગ્ય સહિત સંત સરલ ચીત્ત હોય
મુકત કહે ભવતરન કો, અતી. બડે નૌકા સોય. ૮
ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કીનકું લાગું પાય;
બલીહારી ગુરૂ દેવકી, ગોવીંદ દીયા બતાય ૯
માર્ગ સર્વનો એક છે, પ્રભુ સર્વનો એક
ધર્મ સર્વનો એક છે, વચમાં વધે વીવેક. ૧૦
પ્રથમ નમું ગુરૂદેવને. જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન. ૧૧
બ્રહ્મવૃત્તી ધરવા થકી, સરવે સુખીયાં થાય.
સુખ સુધામયી પ્રેમમયી, રાખો દ્રષ્ટી સદાય. ૧૨
કરની બીન કથની કથે, ગુરૂપદ લહે ન સોય;
બાતોં કે પકવાનસેં, ધાયા નાહી કોય ૧૩
કામ, ક્રોધ, મદ લોભકી, જબ લગ મનમેં ખાન;
તબલગ પંડીત મુરખા, સરવે એક સમાન ૧૪
સબહી દેવતેહી પાસ હે, સબ તીરથ તીહી પાસ;
મુકત કહે જે સંતે ઉર, શ્રીહરી કીન નીવાસ. ૧૫

જાત હમારી આત્મા, પરમેશ્વર પરીવાર;
સગા હમારા સંત હય, શીરપર શરજનહાર ૧૬
એક ભરોસા એકબલ, એક આશ વિશ્વાસ;
અખુટ નીર પરઘર કરો, કબુ ન મારે પ્યાસ. ૧૭
બનતે બનતે બન ગયો, તુલસી ઘટકે માંહી;
સોઽહં બ્રહ્મ વિચારીયે, અહં આનીયે નાહી. ૧૮
મનકે હારે હાર હય, મનકે જીતે જીત;
પરમ બ્રહ્મકું પામીએ, મનમેં હોય પ્રતીત ૧૯
એ તો ગતી હય અટપટી, ઝટપટ લખે ન કોય,
જો મનકી ખટપટ મીટે, ચટપટ દરશન હોય. ૨૦
તુંતું કહેતાં તું ભયા, મુજમાં રહી ન હુંય.
વારી તેરે નામ પર, જીત દેખું તીત તુંય. ૨૧
તું જીનસે પ્રભુમેં માલે માલે પ્રભુ તુજ માંહી,
ઐસો સાધન ધ્યાન બીન, દુસરો દીસત નાહિ. ૨૨
કહનાથા સો કહ ચુકે, અબ કુછ કહા ન જાય:
એક રહ્યા દુજા ગયા દરીયા લહેર સમાય. ૨૩
રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જૈસી જીનકી ચાકરી વૈસા ઉંકકુ દેત ૨૪
જનની જણજે ભકત જન કે દાતા કે શુર,
નહિ તો રહેજે વાંઝણી ન ગુમાવીશ નુર ૨૫
તુલસી જો જન હેતસે શેવા જનને કોય
નરકો વશ કરવો કયા નારાયણ વશ હોય ૨૬
લેને કું હરનામ હૈ, દેને કું અન્નદાન,
તરનેકું આધીનતા બુડનેકુ અભીમાન. ૨૭

તુલસી આ જુગ આયકે કરલીજે દોકામ,
દેનેકા ટુકડા ભલા લેને કા હરી નામ ૨૮
કબીરા કહે કમાલકુ દો બાતાં શીખલે
કર સાહેબકી બંદગી, ભૂખેકુ કૂછ દે. ૨૯
તુલશી પંખી જલ પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કરે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર. ૩૦
ખાય ખીલાય, લુટાય દે કરલે અપના કામ,
ચલતી વખતે રે નરો, સંગન ચલે બદામ. ૩૧
દેહ ધરે કો એહ ફલ, દે દે રે કછુ દેજ,
દેહ ક્ષય હો જાયગી, ફીરકોન કહેગા દે. ૩૨
કરવું સારૂં કોઇનું એજ ધર્મનું કર્મ.
બાકી કલ્પીત ધર્મ છે, મનમાં સમજે મર્મ. ૩૩
જે પ્રભુ ભવજલ તરનકું દીયો મનુષ્ય તનનાવ,
મુકત કહે ભજ તાહીકું મતચુકે અબદાવ. ૩૪
તુલસી તલપન છોડીયે, નીશ્ચે લીજે નામ,
મનુષ્ય મજુરી દેત હે, કયું રખે ગો રામ ૩૫
હમ હમારે રૂપમેં, હમ હમારી માંય,
હમનો હમમેં હો રહે, હમેશ એમ રમ જયાંય. ૩૬
દુખમેં સમરણ સબ કરે, સુખમેં કરે નવ કોય,
જો સુખમાં સમરન કરે, તો દુઃખ કહાંસે હોય ૩૭
મન ચાહે સોઇ કરે, ભલો બુરો સંસાર,
નારાયણ તું બેઠકે, અપનો ભૂવન સંભાર. ૩૮
કબીર સબજગ નિર્ધના ધનવંતા નહીં કોય,
ધનવંતા સોઇ જાનીયે, રામનામધ ન હોય. ૩૯

અબજ ખર્વસેં દ્રવ્ય મીલે, ઉદય અસ્તસેં રાજ્ય,
તુલસી હરી કે ભજન બીન, સબી નરકકો સાજ. ૪૦
લઘુતાસેં પ્રભુતા, વધે, પ્રભુતાસેં પ્રભુ દુર,
કીડી મીસરી ખાતહૈ હસ્તી ફાકત ધુર. ૪૧
નીચ નીચ સબ તર ગયે, સંત શરણુ લય લીન,
જાતહી કે અભીમનસેં, ડુબે બહુત કુલીન ૪૨
આપ આપકુ ભૂલ ગયા, ઇનસેં કયા અંધેર,
સમર સમર અબ હસત હૈ, નહિં ભૂલેંગે ફેર. ૪૩
જહાં કલ્પના; જલ્પના, તહાં માનુ દુખછાઇ;
ઘટે કલ્પના, જલ્પના, તબ વસ્તું તીન પાઇ, ૪૪
સ્વભાવમાં રહે સર્વદા, વીસારી દે પરભાવ;
પરભાવે બહુ દુખ છે, સુખમય છેજ સ્વભાવ. ૪૫
કોટી વર્ષનું સ્વપ્ન પણ, જાગૃત થતાં સમાય;
તેમ સ્વભાવ અસત્યનો, જ્ઞાન થતાં દુર થાય ૪૬
કેવળ નીજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન;
કહીયે કેવળ જ્ઞાન તે. દેહ છતાં નીર્વાણ. ૪૭
બ્રહ્મા હરીહર મન વડે, દેવ દેવી સૌનંન;
મનવિણ કાંઇ મળે નહિં, દશે દિશાએં બ્રહ્મ.
શુદ્ધ, બુદ્ધ, ચૈતન્ય ઘન, સ્વયંજ્યોતિ સુખ ધામ;
બીજું કહીયે કેટલું, કર વીચાર તો પામ. ૪૮
નિશ્ચય સર્વે જ્ઞાની તો, આવી અત્ર સમાય,
નીજપદ નીજ માંહે રહ્યું, સહજ સમાધી માંહ્ય. ૪૯
અજર અમર અવીનાશી તે; દેહાતીત સ્વરૂપ;
દેહ છતાં જેની દશા વર્તે દેહ અરૂપ. ૫૦

જેમ શુભાશુભ કર્મફળ જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તી સફળતા જે છે મોક્ષ સુજાણ. ૫૧
એક રાંકને એક નૃપ, એ આદી જે ભેદ,
કારણ વીના ન કાર્ય તે, એજ કર્મફળ છેદ. ૫૨
નીત્ય નીત્ય નવલા પ્રેમથી ગીરા જપે બ્રહ્મ નામ;
મન નયન નીરખે સદા, જગનિવાસ સુખ ધામ. ૫૩
ઇશ ભાવથી વર્તવું, તજીને જીવ સ્વભાવ;
પરમ પ્રસન્ન રહેવું સદા, રાખી મહાપ્રભાવ ૫૪
કર્તવ્યમાં સુસ્થીર રહો, ચલીત ન થાઓ લગાર;
સ્વકાર્યના પાલન વિના. નાવે ભયનો પાર. ૫૫
અહંવૃત્તીને રાખવી, ચીદાકાશ મોઝાર;
તે પદમાં સુસ્થીર રહી કરવો શુચી વહેવાર. ૫૬
જીવ ભાવને ભૂલથી વશ ન થવું લગાર,
બ્રહ્મ રૂપ રહેવું સદા કરવો શુભ વહેવાર. ૫૭
દેશકાળ ને કામનો, કરવો પુર્ણ વીચાર;
પછી વચન ઉચ્ચારવું, ધારી ધૈર્ય અપાર, ૫૮
દેહ તણા સૌંદર્યથી, મનનું સૌંદર્ય જેહ,
અતી શ્રેષ્ટ ગણાય છે તેમાં નહિ સંદેહ ૫૯
પ્રકાશને આનંદથી, કરી હૃદય ભરપુર;
જગ પ્રકાશ સુખમય કરી. તીમીર દુઃખ દુર. ૬૦
રવી આગળ તમ નવ રહે, સુજ આગળ અજ્ઞાન.
આ સમજણ વીલસી રહી, થતાં સ્વરૂપનું ભાન.
પલે પલે મન બ્રહ્મનો, સ્પર્શ કરે ધરી પ્રેમ.
સુખ શાંતી અખંડ રહે, ટળે સર્વ અક્ષેમ. ૬૧

મુખથી તો માણુસ જપે જપે હૃદયથી દેવ;
સંત સુરત નુર તે જપે, તેની કરવી સેવ. ૬૨
તન ઇંદ્રિય મન પવન થીર. સુરત નુરત થીર થાય;
એવી પરમ ભકિત તણી, કલપ પલક સમ થાય. ૬૩
પરમસુખ મહા જ્યોતિથી ઉઠે ગીરા મન પ્રાણ,
તે પણ સુખમય, જ્યોતિમય, હોવાં ઘટે સુજાણ. ૬૪
અખંડ એક રસ બ્રહ્મમાં, મનને કરો વિલીન,
સદા પરમ સુખીયા રહો, ક્લેશ ન થાઓ દીન. ૬૫
બ્રહ્મરૂપ રહેવું સદા, શાંત સુખી નીર્દોષ.
સતત ધૈર્યથી ત્યાગવા કામ લોભને રોષ ૬૬
મન મુજ હરીમય થઇ જતાં થયું સર્વ હરીરૂપ
ધ્યેય માત્ર રહેતાં હવે, ધ્યાતાં થાતો ચુપ. ૬૭
સ્વવીકલ્પથી ઉપજ્યો, અદ્દભુત આ સંસાર;
સ્વવીકલ્પ શમતા શમ્યો. સંશય નહીં લગાર ૬૮
ઇશ બુદ્ધીને નીજગણી, નીજ બુદ્ધી કરી ત્યાગ,
વર્તે આ સંસારમાં પામે સુખ અથાગ. ૬૯
સંકલ્પ પ્રમાણે થાય છે, ફળ આ જગની માય;
અચળ શીવ સંકલ્પયુત, મમ મન રહો સદાય. ૭૦

જે લાભથી બીજો નથી અધીક લાભ કોઇ અન્ય
પામી તે હું લાભને આજ થયો છું ધન્ય.
વીદ્યાત્મકવૃત્તી કરી પછીથી બ્રહ્માકાર
વીસ્મરણવૃત્તીનું થયે જ્ઞાન સમાધીસાર.

સુખ ધામ અનંત સુચીત ચહી, દીન રાત્ર રહો તદ્દધ્યાન મહી;
અતી શાંત અખંડ સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે.

# વિશ્રામ ૮ મો.

## ઉપયોગી વિશેષ વર્ણન.

### गायत्री मंत्र

**ॐभूः ॐभूवः ॐस्वः ॐमहः ॐजनः ॐतपः ॐसत्यं ॐतत्स वितु वरेण्यं भर्गो देवस्य धी महो धीयोयोनः मचोत्दयात् ॐ आपोज्योती रसो मृतं ब्रह्म भूभूवः स्वरोम.**

ભૂલોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક ને સત્યલોકાદી સર્વ જગત પોતાનુ સ્વરૂપ છે તે દેખાડીને સર્વ આત્મા- ઓની બુદ્ધીઓને ધર્મ અર્થ કામને મોક્ષ મેળવી આપનારા એવા પાણી તેજ રસને અમૃતમય પુર્ણ બ્રહ્મ હું છું માટે તેમનું ધ્યાન ધરૂં છું. ૧

ब्रह्मानंदं, परम सुखदं, केवलं ज्ञानमुर्ति ।
द्वंद्वातितं, गगन सदशं, तत्वमस्यादि लक्षम् ॥
एकं नित्यं, विमलमचलं, सर्वधि साक्षीभुतं ।
भावातितं, त्रिगुणरहीतं, सदगुरुस्त्वं नमामि ॥

બ્રહ્મના આનંદના મોટા સુખ ને જ્ઞાનવાળા, તત્વ વસ્તુમાં ચીત્ત રાખીને જોતાં બીજી વસ્તુ નથી ને આકાશ જેવા છે એવા, સર્વની બુદ્ધીયોને જોનારા ને સદાકાળ શુદ્ધ સ્થીર ને એકપણામાં રહેનારા, જગતના ભાવ ને ગુણો વગરના સ્વતંત્ર એક શ્રી સદગુરૂને નમસ્કાર કરૂં છું, ૨

अखंड मंडलाकारं, व्याप्तं येन चराचरं ।
तत्पदंदर्शीतं येन, तस्मै श्रीगुरुदेव नमः ॥

જેમાં ફેરફાર થાય છે ને નથી થતો એવા સર્વ રૂપથી સંપુર્ણ વીસ્તારમાં કડકા વગરના એક જ રૂપે રહેનારા પોતાના સ્વરૂપને દેખાડનારા શ્રી સદ્દગુરૂને નમસ્કાર છે. ૩

यदायदा हि धर्मस्य ग्लानिर्भवेति भारत ।
अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहम ॥

જ્યારે જ્યારે જગતમાં ધર્મનાં કામ કરવામાં દુઃખ વધી જાય છે ત્યારે ત્યારે અધર્મનો નાશ કરવા પરમાત્માને હરકોઇરૂપે ઉત્પન્ન થવું પડે છે. ૪

परित्राणाय साधुनां, विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय, संभवामी युगेयुगे ॥

સારા માણસોનું રક્ષણ કરવાને, ખોટાં કામ કરનારાઓનો નાશ કરવા તથા ધર્મને સાચવવા માટે વખતો વખત પોતાને રૂપ ધરવાં પડે છે. ૫

माताच कमलादेवी, पीतादेवो जनार्दनः ।
बांधवा विष्णुभकताश्च, स्वदशोभूवन त्रयं ॥

જગત રૂપી લક્ષ્મી મા જેવી છે, સર્વના હૃદયમાં રહેનારા પરમાત્મા બાપ છે ને તેમના ભકતો ભાઇ છે તથા ઉપરની નીચેની ને મધ્યેની પૃથ્વીયો પોતાનો દેશ છે એમ સમજવું જોઇએ ૬

ब्रह्मरुपतया पश्यन् ब्रह्मैवं भवती स्वयम् ।
सदा संतुष्ट मनसः सर्वसुखमया दिशा ः ॥

જ્યારે બ્રહ્મ રૂપને સંપુર્ણ દેખે છે ત્યારે પોતેજ બ્રહ્મ થાય છે તેથી સદાકાળ ને સર્વ દીશામાં તેનું મન સંતોષી ને સુખવાળું રહે છે ૭

सच्चीदानंदमद्वैतं, सच्चीदानंदमद्वयम् ।
सच्चीदानंदमात्रं हि, सच्चीदानंदमन्यकम् ॥

પરમાતમાના સનાતન આનંદ વગર બીજુંં કાંઈ પણ નથી તે સર્વ એક પોતેજ અનંત અખંડ સદા અવીનાશી છે. ૮

विश्वं स्फुरति यत्रेदं, तरंगाइव सागरे
सोहम स्मितिविज्ञाय किं दीनइव धावसि ॥

મહાસાગરમાં જેમ પાણી હાલે છે તેમ મારા આત્મા રૂપ પરમાત્મામાં જગત થાય છે ને હું છું એવું જાણે છે તે ગરીબના જેવું દુઃખ ધરીને તેવાં કામ કરતો નથી. ૯

अहंब्रह्मोति विज्ञानात् कल्पकोटिशतार्जीतम् ।
संचितं वीलयं याति, प्रबोधात्स्वप्नकर्मवत् ॥

જેમ માણસને જગાડવાથી સ્વપ્નનું દુઃખ મટી જાય છે તેમ હું તો બ્રહ્મ પરમાત્મા છું એવું બરોબર જાણવાથી કરોડો વર્ષના કરેલાં કામનાં ફળ ભોગવવાનું બંધન મટી જાય છે. ૧૧

तेषां सतत् युक्तानां, भजतां प्रीतिपुर्वकम् ।
ददामिबुद्धियोगं ते, येन मामुपयातिते ॥

જે પરમાત્માનું પ્રેમથી ભજન કરે છે તેને એવી બુદ્ધી થાય છે કે પરમાત્મ સ્વરૂપને પામે છે. ૧૨.

तावद् भ्रमन्ती संसारे, पीतर पींड तत्परा, ।
यावत् कुलेसुत कृष्ण, भक्तियुक्तो न जायते ॥

ભકિતનું જ્ઞાન વ્યાખ્યાન ને ચારીત્ર જોઇ જાણી તથા સાંભળી ને જીવતા તથા મરી ગયેલા જે અદસ્યરૂપે વાતાવરણમાં રહેલાઓને ભકતની ઇચ્છાથી દેવ લોકનું કે મોક્ષનું સુખ મળે છે તેથી તેમને માટે પીંડદાન દેવારૂપ શ્રાધ કરવાની જરૂર નથી. ૧૩

देहो देवालय प्रोक्तः, सजीव केवल शीवः ।
त्यजेदज्ञान निर्माल्यं, सोहं भावेन पुजयेत ॥

જાણે દેહ રૂપી દેવસ્થાન છે ને જીવ રૂપી શીવ પરમાત્મા છે. અજ્ઞાન રૂપી કચરો તેમાંથી કાઢી નાંખી ને તેજ હું છું એવી પુજા કરવી જોઇએ. ૧૪

आत्मात्वं गीरजापति, सहचरा, प्राणाशरीरं गृहं ।
पुजाते विषयोपभोग रचना, निद्रासमाधि स्थीति ॥
संचारःपदयो प्रदक्षिणविधि, स्तोत्राणी सर्वान्गीरा ।
यद्यत् कर्मकरोमितत्तदखिलं, शंभोतवाराधनं ॥

આત્મા રૂપી સદાશીવ છે, શ્વાસ રૂપી મીત્ર છે, શરીર રૂપી મંદીર છે. ઇંદ્રિયોના સુખ રૂપી પુજા છે, ઉંઘવારૂપી સમાધી છે, ચાલવા રૂપી દેવને બધી તરફથી જોવાનું છે બોલીયે તે ધર્મશાસ્ત્રનો પાઠ છે, જે જે કામ કરવાં પડે તે હે સ્વયંભૂ એટલે પોતાની મેળે થયેલા તમને મેળવવા માટે કરૂં છું. ૧૫.

ब्रह्मादिषु प्रलीनेषु, नष्टे लोके चराचरे ।
एकस्तीष्ठति विश्वात्मा, सप्रे विष्णु प्रसिदतु ॥

બ્રહ્મા સહિત સર્વ જગત ઉપજે છે ને નાશ થાય છે તે વખતે સર્વના આત્મા જે પરમાત્મા રહે છે તેમની મારા ઉપર પ્રસન્નતા થાઓ. ૧૬.

नमोस्त्वनंताय सहस्त्र मुर्तये, सहस्त्र पादाक्षिशीरोरु बाहवे ।
सहस्त्रनाम्ने पुरुषाय शाश्वते,सहस्त्रकोटी युगधारिणे नमः॥

હજારો મુર્તીઓવાળા હજારો પગ, આંખ્યો હૃદય માથાં ને હાથવાળા, હજારો નામવાળા ને હજારો યુગ રૂપી મહા વખતવાળા અનંતને અવીનાશી મહાપુરૂષને નમસ્કાર કરૂં છું. ૧૭.

यस्मीन्सर्वं यतः सर्वं यः सर्वं सर्वतश्चयः।
यश्चसर्वमयो देव, तस्मै सर्वात्मने नमः ॥

જેનાથી જેમાં સર્વ થયું છે, એવા સર્વ રૂપવાળાને સર્વ ઠેકાણે સંપૂર્ણ ભરેલા સર્વના આત્માને નમસ્કાર છે. ૧૮.

यं विनिंद्रा जीतश्वासा, शांतादाता जीतेन्द्रियः।
ज्योति पश्यंति युंजानां, तस्मै योगात्मने नमः ॥

ઉંઘ વગરના, શ્વાસ વગરના, શાંતીવાળા. દાતાર ઇંદ્રિયોને જીતેલા, પરમાત્માના તેજને દેખીને તેમાં મળી જનારા યોગવાળા મહાત્માઓને નમસ્કાર છે. ૧૯.

पुर्णमदः पुर्णमिदं, पुर्णात्पुर्ण मुदच्यते।
पुर्णस्य पुर्णमादाय पुर्णमेवावशिष्यते ॥

આ શ્લોકો પુર્ણ બ્રહ્મ છે. પુર્ણ બ્રહ્મે ઉપજાવેલાં કામ પુર્ણ બ્રહ્મની શક્તિથી થાય છે, તથા શરૂઆતમાં મધ્યમાં ને છેવટે પુર્ણ બ્રહ્મજ સદાકાળ રહેલું છે. ૨૦.

मनोयत्र विलीयते, पवनस्तत्रलियते ।
पवनो लीयते यत्र, मनस्तत्र विलीयते ॥

જ્યાં મન જણાતું નથી ત્યાં શ્વાસ પણ ધીમે ધીમે જણાતો નથી કેમકે જ્યારે શ્વાસ શાંત થાય છે ત્યારે મન પણ શાંત થઈ જાય છે. ૨૧.

केवलं कुंभके सिद्धे, रेचपुर विवर्जीते ।
न तस्य दुर्लभं किंची, त्रीपुलोकेषु विद्यते ॥

શ્વાસને પેટમાં ભરવો ને બહાર કાઢવો નહિં પણ સ્થીર રાખતાં આવડે છે તેને આ જગતમાંની કોઈ વસ્તુ ન મળી શકે તેવી નથી. ૨૨.

ध्यायतो योगीनो यस्तु, साक्षात्देव प्रकाशते ।
अणीमादिफलं चैव, सुखेनैवोपजायते ॥

જે યોગી સંપુર્ણ પ્રકાશવાળા પરમાત્માનું ધ્યાન રાખે છે તેને માટે અણીમા વિગેરે સિદ્ધિયો સુખેથી મળી જાય છે. ૨૩.

स लीले सैधवं यद्भूत, साम्यं भजति योगतः ।
तथात्म मनसो रैक्यं, समाधिरभीधियते ॥

યોગના અભ્યાસથી જેમ પાણીમાં મીઠું મળી જાય તેમ તેનું મન પરમાત્માની સમતામાં મળી જાય છે તેને સમાધી જાણવી. ૨૪

तत्समं च द्वयो रैक्यं, जीवात्मपरमात्मनो ।
प्रनष्ट सर्व संकल्प, समाधिसोभीधियते ॥

આત્મા પરમાત્માનું એકપણું થઇને સર્વ વીચારો બંધ રહે તે સમાધી છે. ૨૬.

समाधि स तु विज्ञेय, सर्ववृत्ति विवर्जीतः ।
ब्रह्म संपद्यते योगी, न भूयः संसृति व्रजेत् ॥

સર્વ વીચારો મટી જાય છે તેને જન્મ મરણ મટી જાય છે ને તે સમાધી વડે બ્રહ્મમાં મળે છે. ૨૭

धर्ममेघमिम माहु, समाधियोग वित्तमा ।
वर्षत्त्येष यथाधर्मा, अमृतधारा सहस्रशः ।

એવી સમાધી રૂપી ધર્મના વરસાદની હજારો અમૃતધારાઓ જેના આત્મામાં વરસતી રહે છે તેવા યોગ જાણનારની ધર્મમેઘ સમાધી કહેવાય છે. ૨૮.

मन्मनाभवमद्भक्तो, मद्याजीमां नमस्कुरु ।
मामे वैश्यसियुक्त्वैव, मात्मानंमत्परायणं ॥

મારા ભક્તોએ મારા જેવું મન રાખવું, મારામાં જીવવું, મને નમસ્કાર કરવા, મારાં આપેલાં કામ કરવાં ને મારામાં રહેવાથી મનેજ પામે છે. ૨૯.

सर्वभूतेषु यः पश्ये, त्भगवद्भावमात्मनः ।
भूतानी भगवत्यात्म, न्येष भागवतोत्तमः ॥

સર્વ જગત ઉપર ભગવાનના જેવો ભાવ રાખે, ને જગતસર્વ ભગવાનનો આત્મા છે એમ જાણે તે ઉત્તમ ભગવાન રૂપજ છે. ૩૦.

स्वयंब्रह्मा स्वयंविष्णु, स्वयंइंद्र स्वयंशीवः ।
स्वयं विश्वमिदं सर्वं, स्वमादन्यन किंचन ॥

હું બ્રહ્મા છું, હું વિષ્ણુ છું, હું ઇંદ્ર છું, હું શીવ છું. ને સર્વ જગત હું પોતેજ છું. મારા વગર બીજું કશું નથીજ. ૩૧.

अनादि माययासुप्तो, यदाजीव प्रबुध्यते ।
अजम निन्द्रमस्वप्न, मद्वैतं बुध्यते तदा ॥

જ્યારે ઘણાં વર્ષની જગત રૂપી માયામાં ઉંઘેલો જીવ અવતારોમાં ફરતાં ફરતાં મારો આત્મા અજન્મા છે. જગતરૂપી સ્વપ્ન વગરનો ને અજ્ઞાન રૂપી ઉંઘ વગરનો છે એમ જાણે ત્યારે સર્વમાં એક રૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. ૩૨.

मुक्तिस्तु ब्रह्मतत्वस्य, ज्ञानादेव न चन्यथा ।
स्वप्नबोधं विनानैव, स्वस्वप्नो हीयते यथा ॥

જેમ પોતાને જાણ્યા વગર સ્વપ્નું મટતું નથી તેમ પોતાના જ્ઞાન વગર બીજા કોઈ ઉપાયથી મુકતી મળતી નથી. ૩૩.

सर्वभूतेषु चात्मानं, सर्वभूतानी चात्मनी ।
समं पश्यन्नात्मयाजी, स्वाराज्यंमधि गच्छति ॥

સર્વ જગતમાં પરમાત્મા છે ને પરમાત્મામાં સર્વ જગત છે એવી પરમાત્માની સમતાને પોતાના આત્માની જાણીને એવા પરમાત્માના રાજ્યને મેળવે છે. ૩૪.

अंतः पुर्णो बहीपुर्णोः पुर्णकुंभ इवार्णवे ।
अंतः शुन्यो वहीशुनः पुर्ण शुन्य इवाम्बरे ॥

જેમ દરીયામાં ઘડો બુડે તો અંદર બહાર પાણી થાય તેમ પોતે પુર્ણ પરમાત્મા હોવાથી સર્વ પરમાત્મામય થાય છે. ને આકાશમાં શુન્યતા આકાશ રૂપ છે તેમ અંદર બહાર બ્રહ્મ હોવાથી તેનોજ બનેલો આત્મા બ્રહ્મ રૂપ છે. ૩૫.

**श्रीकरं यः श्रीयोनाथं, श्रीधरं श्रीवरप्रदं ।**
**श्रीवत्सलधरं सौम्यं, तं वंदे श्रीसुरेश्वरं ॥**

જગત રૂપી શોભાયમાન લક્ષ્મીને કરનારા ધરનારા ને આપનારા એવા લક્ષ્મીના માલીક તથા સર્વ દેવના શાંત ઇશ્વિર એવા પરમાત્મા છે. ૩૬.

**श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधी श्रीविभावनः ।**
**श्रीधरः श्रीकरः श्रेयः श्रीमान लोकत्रयाश्रयः ॥**

લક્ષ્મી વડે સર્વને સુખી રાખવા લક્ષ્મીને કરનારા, દેનારા, ધારણ કરી લક્ષ્મીના સમુદ્ર રૂપે રહેલા પરીપુર્ણ લક્ષ્મીવાળા છે.

**ब्रह्मणोहि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य, सुखस्यै कांतिकस्यच ॥**

એ બ્રહ્મ સદાકાળના એકાંતમાં ધર્મના સુખવાળા વધે ઘટે નહિં એવા અમૃતરૂપ રહેલા છે. ૩૭.

**रमंते योगीनोनंते, नित्यानंदे चिदात्मनी ।**
**इति रामपदे नासो, परब्रह्माभीधियते ।**

જેનો છેડો નથી ને સદાય સુખરૂપ એવા પરમાત્મામાં યોગીઓ રમે છે તે પુરણ બ્રહ્મ ને રામ કહે છે. ૩૮.

**कृषिर्भूवाचक, शब्दो, नश्चनिर्वृति वाचकः ।**
**तयो रैक्यं परंब्रह्म, कृष्णमित्यभीधियते ॥**

જગત રૂપે કામ કરવામાં અને મુક્તી રૂપે ન કરવામાં એકપણાથી રહેલા પુર્ણ બ્રહ્મને કૃષ્ણ કહે છે. ૩૯.

एकत्वायचनानन्य, ये विदुर्यातीते परम् ।
समत्वमिहकांक्षितं, भक्त्यावैनान्य चेतसा ॥

એક શીવાય બીજું નથી એવી સમતાને જે જાણે છે ને મેળવે છ તેનું જ નામ ભક્તિ છે. ૪૦

मत्कर्म कृत्मत्परमो, मभ्दक्तसंग वर्जीतः ।
निर्वैर सर्वभूतेषु यस मामेति पांडव ॥

જે મારાં કામ કરે છે ને મને મુખ્ય ગણી સર્વ જગતના સંગ તથા ત્યાગ વગરનો મને ભજે છે તે મારો ભક્ત છે.

तपस्वीभ्योधिको योगी., ज्ञानीभ्योपीमतोधिकः:
कर्मीभ्यश्चाधियो योगी, तस्माद्योगी भवार्जुन ॥

મન વશ રાખનારા બ્રહ્મજ્ઞાનીને સારાં કામો કરનારા કરતાં પણ આત્મા પરમાત્મના એકપણામાં રહી વર્તનારા વધારે ઉત્તમ માણસો જાણવા, ૪૨

सर्वात्मत्वमिती स्फूटी कृतमिदं, यस्मादमुष्मीस्तवे
तेनास्य श्रवणातथार्थ मनना, ध्यानाच संकीर्तना ॥
सर्वात्मत्व महाविभूती सहीतं, स्यादिश्वरत्वंस्वतः ।
सिद्धेतत्पुनरष्टधा परीणतं, चैश्वर्यमव्याहतम् ॥

આ પ્રમાણે સર્વાત્માપણાનું જ્ઞાન જાણીને તેનાં વખાણ, વ્યાખ્યાન, વિચાર, ધ્યાન ને ભજન કરવાથી એ મોટા સર્વ રૂપવાળા સર્વની પહેલાં રહેલા પરમાત્મામાં મળીને પંચભુત ચંદ્ર સૂર્યને આત્માએ આઠના કદી નાશ ન થાય એવા ઈશ્વરપણાને પામે છે. ૪૩

मयेव सकलं जातं, मयी सर्वं मतिष्ठीतं ।
मयी सर्व लयं याति स्तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥

સર્વ મારામાં ઉપજે છે રહે છે અને રૂપાંતર અને રૂપાંતર પામે છે તે એક પુર્ણ બ્રહ્મ હું છું.

ब्रह्मगर्भे संभूतं, सर्व सृष्टी मयंस्वयं:
धर्मार्थ काम मोक्षार्थं, पुर्णं ॐ मणमाम्यहम्

બ્રહ્મમાં થયેલી સૃષ્ટિ બ્રહ્મ પોતેજ છે માટે સર્વના ધર્મ અર્થ કામને મોક્ષ માટે આ પુર્ણ બ્રહ્મને પ્રણામ કરૂં છું,

अनन्या चिंतयंतोमां, ये जना पर्युपासते,
तेषांनित्याभीयुक्तानां, योगक्षेमवहाम्यहम्

જે ભકત બ્રહ્મમય રહી વ્યવહાર કરે છે તેને જોઈતું આપી ને તેના બ્રહ્મ સુખનું રક્ષણ ભગવાનને કરવું પડે છે.

एकान्तीनो हिनिर्द्वंद्वा निराशा कर्मकारिणा
ज्ञानाग्नीदग्ध कर्माणं, स्त्वंत्रिशंतिमनःस्वीनः

બ્રહ્મ શિવાય બીજું કાંઇ ન હોવાથી એકલા રહેલાને ઇચ્છા વીના પણ જગતનાં કામ કરનારા તથા જ્ઞાનથી પોતાનાં કામ મટી ગયાં છે એવા ભગવાન પ્રસન્ન સ્વભાવમાં રહેનારા છે.

अंतर्ज्योति, बहीर्ज्योति, प्रत्यक्ज्योती परात्पर,
ज्योतिर्ज्योति स्वयंज्योती आत्म ज्योति शीवो स्म्यहम,

બહાર અંદર પ્રત્યક્ષને અતિદુર સર્વ તેજનું પ્રકાશક પોતેજ કલ્યાણમય આત્મા-બ્રહ્મ તેજ હું છું.

श्लोकार्धेन प्रवक्ष्यामी यदुक्तं ग्रंथ कोटीभी ।
ब्रह्मसत्यं जगन्मीथ्या, जीवो ब्रह्मैवनापर

સર્વે શાસ્ત્રોનો સાર અડધી લીટીમાં કહીયે તો જગત નાશ થનારૂં છે. ને આત્મા બ્રહ્મથી જુદો નથી પણ અવિનાશી બ્રહ્મ છે. ૪૪

ग्रंथमभ्यस्यमेधावी, ज्ञानविज्ञान तत्परः ।
पलालमीव धान्यार्थी, त्यजेत्ग्रंथमशेषतः ॥

બુદ્ધિવાળાએ પુસ્તકો ભણવાં પણ ઘાસમાંથી અનાજ કાઢી લઈએ તેમ જ્ઞાન મેળવી લઇ પુસ્તકોનો ત્યાગ કરી જ્ઞાન પ્રમાણે કામ કરી ફળ મેળવવું. ૪૫

उत्तमातत्वचिंतैव, मध्यमाशास्त्र चिंतनं ।
अधमामंत्र चिंताच, तिर्थभ्रान्त्य धमाधमा ॥

ઉત્તમ માણસો આત્મામાં વીશ્રામ કરે છે. મધ્યમ હોય તે શાસ્ત્રોમાં શોધે છે. અધમ હોય તે ફકત મંત્ર જપે છે ને એથી પણ ઓછી બુદ્ધિવાળા તીરથોમાં શોધવા ભટકે છે. ૪૬

धन्योहं कृतकृत्योहं बिमुक्तोहं भवग्रहात् ।
नित्यानंद स्वरुपोहं, पुर्णोहं तदनुग्रहात् ॥

મને ધન્ય છે. હવે મારે કંઇ કરવાનું બાકી નથી કેમકે સંસારરૂપી બંધનથી છુટી ગયો છું. હવે હું સદાય આનંદવાળો છું કેમકે એ સંપૂર્ણની કૃપાથી હું પણ સંપૂર્ણ થયો છું. ૪૭

सर्वेत्र सुखीनः सन्तु, सर्वेसन्तु निरामया ।
सर्वेभद्राणी पश्यंतु, मांकश्चिद्दुःखमाप्नुयात् ॥

સર્વે જીવ સુખી થાઓ, સર્વ નિરોગી થાઓ, પોતાના કલ્યાણને જુઓને કોઇને કદી દુઃખ ન થાઓ. ૪૮

## રાગ–હરીગીત.

શ્રી બ્રહ્મમય અદ્વૈત પુર્ણાનંદ, ઘન અમૃત મહા.
તે ધ્યાનમાં શુભ નાદ જાણે. બ્રહ્મ વચનામૃત અહા.
કે બ્રહ્મસાગર ગર્જના, કે વાદ્ય વીધવીધ વાગતાં;
કે ભાગતાં ને જાગતાં બ્રહ્માંડ કોઇક લાગતાં ૧
કે આરતી પરમાત્માની, જાણીયે નીજ તેજમાં,
આ બ્રહ્મસ્પર્શની શાંતીથી, સ્થીર ચિત્ત થાયે સ્હેજમાં;
તું કોણ છે તું કોણ છે એમ, ગગન ગીરા આ થાયછે;
તું બ્રહ્મ છે તું બ્રહ્મ છે, એ અખંડ બોધ અપાય છે. ૨
હું સર્વ છું હું સર્વ છું ત્યાં ભાન દેહ ભૂલાય છે.
આ રામ ભજ આ રામ ભજ, રણકાર એવા થાય છે,
તું હુંજ છું હું તુંજ છું આ જ્ઞાન પુરણ થાય છે;
પુરાણાત્મા, પરમાત્મા, બ્રહ્માત્મા દર્શાય છે. ૩
એકાત્મા સર્વાત્મા, ધર્માત્મા વીશ્વાત્તમા,
એ સર્વ શકિતમય સદા, તે મધ્યમાંજ જણાય છે;
અજ્ઞાન અંધારૂં જતાં, પરીપુર્ણ જ્ઞાનોદય થતાં;
શતકોટી ભાનુ સમાન સઘળું, ભાસમાન સ્વરાજ્ય છે. ૪
જે મારૂં તે મારૂં નહિં, પરમાત્માનું સર્વ છે,
પરમાત્માનું સર્વ તે, મ્હારૂંજ સંપુરણ છે.
આ ઢોલ વાગે જ્ઞાન માટે, જો ન જાગે આતમા;
આકાશ વાણી આ તજે તો, થાય ના પરમાતમા ૫

તે કાંનમાં ને ગાનમાં, તે ધ્યાનમાં ને ભાનમાં;
તે ખાનમાં ને પાનમાં, તે સર્વ કર્મ અકર્મમાં;
તે મય રહે ભકતો સદા. હોય દેહ કે વિદેહમાં;
અવિનાશી ઘર એ આપણું, ગુણવંત પેસે એહમાં ૬
એ સર્વ મારૂં સર્વ મારૂં, મુળ સત્ય સ્વરૂપ છું;
તેમાં રહું તેમાં રમુ, નહિ નાશવંત શરીર હું;
રૂપ ગુણ કર્મ સ્વભાવ શકિત, શાંતિ તૃપ્તી સર્વદા,
અવીનાશી નીર્ભયતા તથા પરીપૂર્ણ સુખમયતા સદા. ૭
ઐશ્વર્ય જશને ધર્મ લક્ષ્મી, જ્ઞાનથી વૈરાગ્યમાં,
એ સર્વ સદ્દગુણ બ્રહ્મના તે, ભકતના છે ભાગ્યમાં;
તે શુદ્ધ ભકિતમય થઈ, સંપૂર્ણતામયમાં મળું.
વિશ્રામય તેજસ્વીમય તે જ્ઞાનમાં કયમ ના ગળું, ૮
સંકલ્પથી સૃષ્ટી થઇ, સંકલ્પ તજી મુકિત લઇ;
જેવો છું તેવો થઈ રહી, હું વસી રહ્યો સર્વે મહીં;
હવે સર્વ સુખ શાંતી થઈ. સર્વજ્ઞ ઘન અમૃત અહીં;
પરમાતમા વણ કંઈ નહિં, બાકી હવે કંઇ રહી નહિ; ૯
પરમાતમાનું સર્વ થઇ. આ શરીરનું સર્વે તજું;
વ્યવહાર મધ્ય સમાધિમાં રહી, સર્વદા એવું ભજું;
જગત છે પરમાતમાને સર્વ છે પરમાતમા;
તો ભાવના સારી ભજીને, થઇ રહુ બ્રહ્માતમા; ૧૦
શરીર કર્મ છે બ્રહ્મ ધર્મજ, બ્રહ્મમય જગરાય છે;
અધર્મ છે નહિ બ્રહ્મમાં જે દુઃખદાય થાય છે;
તે ધર્મકર્મને સાચવીને જ્ઞાન ધ્યાન વિષે રહુ;
તો જીવ થાએ શીવ આ, ગુરૂ શાસ્ત્રનો મહીમા અહો. ૧૧

### લલીત છંદ.

ગગન સમ સદા બ્રહ્મ તે ચહો. જગત અંગ તો હોય કે ન હોય;
પણ સ્વરાજ્યમાં સર્વદા રહો. સર્વ ભક્ત આ બ્રહ્મને ગ્રહો. १
પુરણ મુરતી સૃષ્ટી આ બધી, પુરણ બ્રહ્મમાં સર્વ છે વધી;
પુરણ બ્રહ્મમાં થાય ઉત્પતી, પુરણ બ્રહ્મમાં છે સદા સ્થીતી २
પુરણ બ્રહ્મમાં નાશ પામતી, પુરણ બ્રહ્મમાં કલ્પના થકી;
પુરણ બ્રહ્મમાં સર્વદા સહુ, પુરણ બ્રહ્મમય સર્વદા રહું ૩
પુરણ બ્રહ્મના ધ્યાનને ચહું, પુરણ બ્રહ્મનું સુખ શું કહું;
પુરણ બ્રહ્મનો છે વિલાસરે, પુરણ બ્રહ્મનો છે ઉજાસરે. ४
પુરણ બ્રહ્મમાં છે સમાસરે, પુરણ બ્રહ્મમય એક વાસરે;
પુરણ બ્રહ્મ ૐ પુરણ બ્રહ્મ ૐ, પુરણ બ્રહ્મ ૐ પુરણ બ્રહ્મ ૐ ૫

---

# વિશ્રામ ૯ નવમો.

## વૈદ્ય વિદ્યાનો બ્રહ્મવિદ્યા સાથે સંવાદ.

**વૈદ્યવિદ્યા**—કેમ બેન જયશ્રી કૃષ્ણ, હા જયશ્રી કૃષ્ણ. આપણે પરમાત્માનાંજ રૂપ છીએ માટે જયશ્રી કૃષ્ણ, જય નારાયણ, રામ રામ. જયશ્રી હરી. જય સચ્ચીદાનંદ, જય ગોપાળ, જય માતાજીની કહેવાય છે.

**બ્રહ્મવિદ્યા**—મને તમે બેન કહો તેના કરતાં માતાજી કહેવું ઠીક છે.

**વૈદ્યવિદ્યા**—ભલે ત્યારે હું તમને ભગવતી માતાજી કહીશ પણ તેનું કારણ મને સમજાવવાની કૃપા કરો.

**બ્રહ્મવિદ્યા**—ટુંકામાં કહું છું તે ઉપરથી બધું સમજી જશો તમારી મુખ્ય દવા હરડે, બહેડાં ને આંબળાં ઠળીયા વગરનાં સમ ભાગે લઇ તેમાંથી એક રૂપીયાભાર આશરે આ ત્રીફળા ચુર્ણ, શરીરના રોગ મટે ત્યાં સુધી આપો છો તેની પેઠે હું ભક્તિ, ધ્યાન ને જ્ઞાન વગેરે મોટો સંસાર રોગ મટે ત્યાં સુધી આપું છું. ધનવાન લોકો તમારો વધારે ઉપયોગ કરી શકે છે. ને હું તો સરવેને સરખો લાભ આપવા તૈયાર રહું છું. તમારો લાભ શરીરની સાથે સો વરસે પણ નાશ પામે છે ને મારો લાભ આત્માની સાથે રહીને મિત્રનું કામ ઘણા વખત સુધી કરે છે ને અવીનાશી સુખ સ્વરૂપ આપે છે. તેથી જગતની સારામાં સારી વસ્તુઓનો લાભ પણ મારા લાભની આગળ ઘણો થોડો જણાય છે.

તાવ બધી જાતના મટાડવા તમે હરડે ચુર્ણ ગોળમાં કે ગળોના વેલાના ઉકાળાના રસમાં ખવરાવો છો તેમ હું ભક્તિ પ્રેમથી કે વૈરાગ્યથી કરાવીને મનના પરીતાપ મટાડું છું.

પાન્ડુ કે પીતકમળાના રોગમાં હરડે ચુર્ણ ઘી સાકર સાથે ખવરાવો છો તેમ હું ભક્તિનાં કામ પરમાત્માના યોગ ને પ્રેમથી કરાવીને ચોરાશીલાખ જાતનાં શરીરોમાં અવતારો લેવાનું મટાડું છું.

વાયુથી શરીર રહી જાય. સાંધા દુખે, ને ગાંઠયો થઈ રતવા થાય તો ત્રીફળાંને ગુગળ ઘી સાકરમાં ખવરાઓ છો તેમ સદ્‌ગુરૂ વડે ભક્તિજ્ઞાનને ધ્યાનનો યોગ મળવાથી પરમાત્માની સર્વશક્તિ આપી દઉં છું,

જલંદર, બંધકોષ્ટને આમ વાતમાં એરંડીયામાં ભીંજવેલું હરડે ચુર્ણ ખવરાવો છો ને બગાડ કાઢી નાંખો છો તેમ હું ધર્મનાં શાસ્ત્રોમાં કહેલી ભક્તિવડે મનના સંશય, દુર્ગુણ વગેરે કાઢી નાંખુ છું.

અર્શ એટલે મસા દુઝે તે મટાડવા હરડે ચુર્ણ લીંબોળીયોનાં તેલમાં ખવરાવો છો તેમ હું સાધુઓના સંગતના ફળ વડે ભક્તીનાં કામ કરાવીને પાપનો નાશ કરૂં છું.

ક્ષય રોગ ઉપર ઘી, સાકર, શતાવરી જેઠીમધ, ત્રીફળાં ને હરડે ખવરાવો છો તેમ હું યોગ, પ્રેમ ભજન કે મહા બુદ્ધી સાથે ભક્તિ આપીને અક્ષય સ્વરૂપ આપું છું.

મુત્રકષ્ટ ને પથરી મટાડવા શતાવરી કે ડોડીના રસમાં હરડે પીવરાવો છો તેમ હું ધર્મજ્ઞાન પ્રમાણે ભકિતીનાં કામ કરાવીને કલ્યાણ કરૂં છું.

ઉપદંશ, વીસ્ફોટકને ગરમી ઉપર આંબળાં ને સાકર ખાઇ તે ઉપર ત્રીફળાં પલાળી તેનું પાણી અંજીર કે ઉંબરાનાં ફળ ખવરાઓ છો તેમ હું જ્ઞાનમાં પ્રેમ કરાવીને વ્યભિચારાદિ દ્વૈત દ્દષ્ટિનો નાશ નાશ કરી બ્રહ્મચર્યવાળો સ્વભાવ સદાને માટે બનાવું છું.

પ્રમેહને મેદ વૃદ્ધિ ઉપર ત્રીફળા મધમાં ખવરાવો છો તેમ હું સ્વસ્વરૂપ ભગવાનની ભકિતનાં કામ ધર્મ સાથે કરાવીને ભકત બનાવું છું.

બરોળ ઉપર હરડે ને સિંધવ લુણ ખવરાવો છો તેમ હું ભકિતનાં કામ પુણ્યવાળાં કરાવીને સુખીયા શરીરમાં લઇ જાઉં છું.

ગોળો ચઢે કે શુળ આવે તો હરડે ગોળમાં ખવરાવો, તેમ હું ભકિતમાં પ્રેમ કરાવીને અજ્ઞાનનો નાશ કરૂં છું.

સોજા મટાડવા તમે ત્રીફળા ને ગોળ આપો છો તેમ હું ભક્તિમાં પ્રેમ વડે સારાં કામ કરાવીને સર્વનો પ્રિય બનાવું છું.

મુછાં ને વાઇ ઉપર હરડે ને ઘી ખવરાવો છો તેમ હું પરમાત્માના યોગવાળી ભકિત આપીને નવી શકતીનું જ્ઞાન આપું છું.

અંડવૃદ્ધી ને પગવૃદ્ધિ ઉપર હરડે એરંડીયા સાથે ખવરાવો છો તેમ હું શાસ્ત્ર જ્ઞાન ને ભકિત આપીને સર્વ પાપના બંધનથી છુટો કરૂં છું.

ઓકારી, હેડકી ને અમ્લપીત્ત ઉપર તમે હરડે ને સાકર આપો છો તેમ હું સર્વ ધર્મ સાચવનારી ભકિતના યોગમાં પ્રેમ કરાવી શાંતિવાળું સ્વરૂપ આપી દઉં છું.

ભસ્મક રોગ ઉપર ત્રીફળા ચુર્ણ કેળામાં ખવરાવો છો તેમ હું મુકતી સહીત ભકિતના જ્ઞાનથી ઘણા અવતારોનો ખાવાનો સ્વભાવ મટાડું છું.

માથું, મોઢું, આંખ, નાક ને કાનના રોગમાં ત્રીફળા ચુર્ણ ઘી સાકર સાથે રાત્રે સુતી વખતે ખાવાનું કહો છો તેમ હું રાત્રે નવરાશના વખતે પરમાત્માનો વીચાર કરાવી દુઃખ ટાળું છું.

આંખ્યો દુઃખે તો ત્રીફળાને સાકરના ઉકાળાનાં ટીપાં નંખાવો છો તેમ હું ભકિત જ્ઞાન ને ધ્યાનમાં પ્રેમ કરાવીને જગત દુઃખવાળું મટાડી જગત બ્રહ્મ રૂપ પ્રેમવાળું કરાવું છું.

ઝાંખ ફુલ ને મૌતીયા અટકાવવા તમે હરડે ને સાકર ઘસી આંજવા કહો છો તેમ હું સત્ય સ્વરૂપની ભકિતમાં પ્રેમ કરાવી અજ્ઞાન રૂપ અંધારૂં ટાળી દીવ્ય દૃષ્ટિ આપું છું.

મોઢામાંની ગરમીનું દુઃખ મટાડવા આંબળાનું પાણી મોઢામાં રખાવો છો ને પાઓ છો તેમ જ્ઞાન કથા વગેરેથી લાભ કરાવું છું ને સંતોષ આપું છું.

ભગંદર, રકતપીત્ત ને કોડ ઉપર ત્રીફળાનો ઉકાળો ઘી સાકર સાથે પાઓ છો તેમ ભકિત જ્ઞાનને ધ્યાનની સુખ શાંતી સમજાવી સદા સુખી બનવાનો વિશ્વાસ આપું છું.

શ્વાસ, દમ ને ઉધરસ ઉપર ત્રીફળા ને સુંઠ ખવરાવો છો તેમ દુઃખ વેઠીને પણ ભક્તિનાં કામ કરવાથી સદાકાળની સુખશાંતીવાળી અવીનાશી મુકતી આપું છું.

મરડો, ઝાડો ને સંગ્રહણી મટાડવા બાળ હરડે ચુર્ણ સુંઠ બીલું, ભાંગ ને છાશ, દહીં ભાત, સાથે આપો છો. તેમ હું જપ તપને જગત ઉપર માનસીક શુભ આશીર્વાદવાળી ભક્તિથી સ્વર્ગાદી સુખ આપું છું.

ઉલટી ને તરસ મટાડવા હરડે દુધ સાકર ને મધ સાથે આપો છો, હું ભગવાનનું ભજન ને જગત પર શુભેચ્છકપણું આપીને સંપૂર્ણ સંતોષ ને આનંદનો ઉપાય બતાવું છું.

ગડગુમડ, દાદર, વાળો ને ચામડી ઉપરની ગરમી મટાડવા હરડે ચુર્ણ દુધમાં આપો છો તથા એરંડીયું શરીરે ચોળાવો છો તેમ અધર્મનાં કામ છોડાવીને ભકતીના સદગુણોથી શોભાવું છું.

પ્રદર ને યોની રોગ મટાડવા તમે આંબળાના રસમાં હરડે ને સાકર આપો છો. તેમ હું સત્ય જ્ઞાન વડે ભાવથી ભક્તિનાં કામ કરાવીને આબરૂનો વધારો કરૂં છું.

જુલાબ થવા માટે ત્રીફળા ગરમ પાણીમાં પાઓ છો, તેમ જ્ઞાન ધ્યાતવાળી ને સર્વાત્મક પ્રેમવાળી ભક્તિથી મનના નકામા વિચારો તથા શરીરનાં ગાંડાં કામનો નાશ કરૂં છું.

ઘા તમામ જાતના રૂઝવવા સો વખત ધોયેલાં ઘીમાં ત્રીફળાની રાખ ચોપડાવો છો તેમ જ્ઞાન ધ્યાનને ભક્તિ વડે શંન્યાસાશ્રમનું ફળ આપું છું.

સ્થાવર જંગમ સર્વ ઝીખ ઉતારવા લીમડાના પાનના કે લીંબોળીયોના રસમાં કે તેના તેલમાં હરડે ચુર્ણ ખવરાવો છો તેમ

હું ભકતોના જ્ઞાનથી જગત પરનો રાગ દ્વેષ ને દ્વૈત દ્રષ્ટિ મટાડી દઉં છું.

ગર્ભપાલન માટે આંમળાં કેળાં ખજુર, શ્રીફળ, દ્રાક્ષ વગેરે ગુણકારી ફળ સાથે દુધ, સાકર, ભાત, રોટલી વગેરે શાંતિવાળો ખોરાક આપો છો તેમ હું નીરોગી ને સદ્દગુણી માબાપોનાં છોકરાં તેવાંજ રૂપગુણવાળાં સારાં થવા માટે જ્ઞાનનાં ફળ, શીલ, સંતોષ, ધર્મ, જશ સુખ ભોગ ને ભકિત તથા મુકિત આપું છું.

બાલકના સર્વ રોગ ઉપર હરડે ઘશીને સાકર કે મધમાં પાઓ છો તેમ પરમાત્માનાં બાલકો જે આ જગતના જીવો તેમનાં સર્વ દુઃખ ભકિતથી મટાડું છું ને જે જોઇએ તે આપું છું,

બુદ્ધિ ને આયુષ્ય વધારવા હરડે આંબળાં, બ્રાહ્મી વજ શંખાવળી સોનાનો ઘસારો, દુધ, ઘી સાકર વગેરે કહો છો તેમ હું સર્વને સુખદાયક ભકિત સીદ્ધિઓ ને પરમાત્માનું પુર્ણ સુખ આપવાનું કહું છું.

વાજીકરણ એટલે પુરૂષત્વ આવવા માટે તમે આંબળાનું ચુર્ણ આંબળાંના રસમાં સાત વાર પલાળીને સુકવીને ઘી ને દુધ સાથે પીવરાવો છો તેમ હું સંપુર્ણ જ્ઞાન મેળવવાથી સુખદાયક વસ્તુઓનો વધારો થાય તેવાં ધર્મોપદેશનાં કામ કરાવી મહાત્માપણું આપું છું.

કદી રોગ ન થવામાં થોડું થોડું હરડે ચુર્ણ ખાઇ ગાયનું તાજુ દુધ પીને રાત્રે સુઇ રહેવાનું કહો છો તેમ રોજ રાતે ભજન ગાઇને ભકિતનો વિચાર કરે તો કદી દુઃખ આવતું નથી કેમકે જે વિશ્વંભર આખા જગતનું ભરણપોષણ કરે છે તે શા માટે ભક્તનો ત્યાગ કરશે.

ત્રીફળા ધીમે ધીમે પણ સર્વ રોગનાં બીજને બાળે છે ને

ભક્તિ જ્ઞાન ને ધ્યાન ધીમે ધીમે પણ સર્વ દુઃખનાં બીજને બાળનારાં છે.

સર્વ ઋતુમાં ખાધા ઉપર તમે હરડે ખાવાનું કહો છો તેમ સર્વ વખતે પરમાત્માનું રૂપ આ જગતનાં સારાં કામ રૂપી ભક્તિ કરવાનું હું કહું છું.

ગ્રીષ્મ ઋતુમાં ગોળ સાથે હરડે ખવરાવો છો તેમ તે ઋતુમાં પ્રેમ સાથે ભકતી કરવી જોઇએ.

વર્ષા ઋતુમાં સિંધવ સાથે હરડે ખવાય તેમ પુણ્ય કામો સહિત ભક્તિ કરવી,

શરદ ઋતુમાં સાકર સાથે હરડે આપો છો તેમ તે ઋતુમાં પ્રેમથી ભક્તિ કરવી,

હેમંત ઋતુમાં સુંઠ સાથે હરડે ખાય તેમ સહનશીલતા સાથે ભક્તિ કરવી.

શિશિર ઋતુમાં પીંપર સાથે હરડે ખાય તેવી રીતે સદ્દગુણો સાથે ભક્તિ કરે

વસંત ઋતુમાં મધ ને હરડે ખાય તેમ પોતાની ફરજનાં બધાં કામ સાથે ભક્તિ કરવી. પણ મુખ્ય વાત એ છે કે જે માણસો પાપ પીડા ન કરે તથા આરોગ્ય વિદ્યાના નીયમો પ્રમાણે શરીર સાચવીને રહેતા હોય તો કદી પણ રોગ થાય નહિ ને કડવી દવા ખાવી પડે નહીંને સોવર્ષ જીવે છે. તેમ જે માણસો બ્રહ્મ જ્ઞાનના નીયમો પ્રમાણે આત્માને સાચવીને રહેતો કદી દુખીયા અવતારોમાં આવવું પડતું નથી અને પરમાત્મામાં અવીનાશી થાય છે. પાપથી થનારાં દરદો પુણ્યને ભજનથી મટે છે. માટે તનમન ને ધન તથા મન વચન ને કર્મથી ભક્તિ યોગ સાધવા.

ગીતી છંદ.

વૈદ્યવિદ્યા—હરકે દુઃખ હરનારી, હરરૂપ હર હર ભજી :જમી જાઓ:
હરીતકી હરી જેવી વીજયા વીજય થવાજ બધા :ખાઓ, ૧
બ્રહ્મવિદ્યા—ભકિત ભગવતી શકતી, સર્વાત્મા મય મહેશ્વર ધ્યાઓ;
પરમાત્મા મય મુકિત, દાતા માતા બ્રહ્માત્મા થાઓ. ૨

## વૈદ્યવિદ્યા

રાગ—ભૈરવ.

શું અચરજ ભાળું આજે—
જ્યાં ત્યાં સર્વ દશ્યની માહે, સચ્ચીદ સુખ વિરાજે—અહા શું૦
શુદ્ધ રૂપથી સકલ વિશ્વમાં, સ્વયં પ્રકાશજ રાજે—અહાશું અચરજ૦
જગને સ્થાને બ્રહ્મજ ભાસ્યું, અનુભવ બદલાયો આજે—અહા શું૦
બ્રહ્મ અંશની શોભા આગળ, કોટી કામ છબી લાજે—અહા શું૦
ભોકતા ભોગ્ય જણાયાં કલ્પીત, તપવું કોણે શા કાજે—અહા શું૦
અભેદ જીવ બ્રહ્મનો કહે છે, શ્રુતીઓ સ્પષ્ટ અવાજે—અહા શું૦
એ અનુભવ સુદઢ થઈ આજે, મમહૃદયમાં ગાજે—અહા શું અ૦
અંદર બાહીર પરમ સુખરૂપ, એકજ બ્રહ્મ બીરાજે—અહા શું૦

卐

# વિશ્રામ ૧૦ મો.

## બ્રહ્મવિદ્યા સાથે લક્ષ્મીનો સંવાદ.

**લક્ષ્મી**—કેમ બેન સુખ શાન્તીમાં છો કે?

**બ્રહ્મવિદ્યા**—તમારા કેટલા ભકતો અધર્મી છે તેથી હું સંપૂર્ણ સુખમાં હાલમાં નથી અને તમે પણ મને માતાજીને બદલે બેનકહો છો.

**લક્ષ્મી**—જો તમારો ઉપદેશ વ્યાજબી લાગશે તો અમારો સ્વભાવ સુધારી લઇશું.

**બ્રહ્મવિદ્યા**—શાંત મનથી સાંભળો એક વખત સર્વે દેવ માણુસ જેવાં રૂપ ધરી સભા ભરીને બેઠા હતા તેમને અભીમાની થઇ ગયેલા જાણીને પરમાત્માએ ઉગમણી દીશામાં ધોળા ડુંગર જેવા તેજ રૂપે દેખાવ કર્યો તે જોઇ દેવના રાજા ઇંદ્રદેવે અગ્ની દેવને કહ્યુ કે તમે ત્યાં જઇને જોઇ આવો કે તે શું છે? અગ્નીદેવે ત્યાં જઇ પુછ્યુ કે તમે કોણ છો? તેજમાંથી અવાજ થયો કે તું કોણછે ને શો ધંધો કરે છે? અગ્નીદેવે કહ્યું કે હું અગ્નીદેવ છું. ને જગતમાં બાળવાનું કામ કરૂં છું. તેજ સ્વરૂપે કહ્યું કે આ તણખલાં બાળી બતાવો? અગ્નીદેવ તે ઘાસ બાળી શક્યા નહી. તેથી તેને કહ્યુ કે તું અગ્નીદેવ નથી. જુઠ્ઠુ બોલે છે માટે ચાલ્યો જા આથી તે શરમાઇને પાછા આવ્યા. પછી ઇંદ્રદેવે વાયુદેવને મોકલ્યા તો તેમને પણ તેજે કહ્યું કે તું કોણ છે ને શું કામ કરે છે? વાયુદેવ બોલ્યા કે હું જગતને હલાવનારો વાયુદેવ છું. તેજે કહ્યું કે આ ઘાસને હલાવો, તો વાયુદેવ પણ હલાવી શક્યા નહીં. તેમને પણ કહ્યું કે તું વાયુદેવ નથી જુઠું બોલ્યો માટે ચાલ્યો જા. પાછા આવી ઇંદ્રને એ વાત કહી પછી વરૂણદેવને મોકલ્યા તેમણે તેજરૂપને કહ્યું કે તમે કોણ છો? તેજે કહ્યુ કે તું કોણ છે ને શો ઉદ્યમ કરે છે? વરૂણદેવ બોલ્યા કે હું જગતને લીલું રાખનારો સર્વ પાણી સ્વરૂપ છું તેજે કહ્યું કે તો આ ઘાસને પલાળો જોઇએ? તો તે કામ થઇ શક્યું નહિ. તેથી તે પણ શરમાઇ પાછા આવ્યા. પછી પૃથ્વીને મોકલ્યાં તેમણે પુછ્યું કે હે તેજરૂપ તમે કોણ છો? તેજે કહ્યું કે તું કોણ છે ને શું કરે છે? તો કહ્યું કે હું સર્વ જગતને ધરી રહેનાર પૃથ્વીદેવી છું. તેજે કહ્યુ કે તમે આ ઘાસ

ને ઉપાડો તો ખરાં. પણ તે ઉચકી શક્યાં નહિં. તેથી નવાઈ પામી પાછાં આવ્યાં હવે સર્વે દેવ સભા ત્યાં આવી પ્રણામ કરી બોલી કે હે પ્રભુ તમે કોણ છો ને કેમ પધાર્યા છો? તેજરૂપ પરમાતમાએ કહ્યું કે તમારામાં જે શકિત છે તે શકિતરૂપે હુંજ છું. તમે મને ભુલી ગયા છો તેથી તમારૂં જ્ઞાન સુધારવા માટે પ્રગટ થવું પડયું હું આકાશ રૂપે અનંત ને નિરાકાર દેખાઉં છું. વાયુરૂપથી સર્વે ઠેકાણે ભરેલો છું. ને જગતને હલાવું છું તેજરૂપથી સર્વને દેખાડું છું ને સર્વની બુદ્ધિયોને ચલાવું છું. પાણી રૂપથી હું સર્વને સુખસંતોષ આપી રહ્યો છું ને પૃથ્વીરૂપથી હું પોતેજ સર્વને ધારણ કરૂં છું ને ઉપજાવું છું. ને મારી નાખું છું. આ પ્રમાણે તમારી સર્વેની શકિત તો મારી આપેલી છે. તેને પોતાની જાણીને મને તમે દેખતા નથી. તે અજ્ઞાન મટાડવા તથા સર્વ આત્માઓના રક્ષણમાં તમારી શકિતનો ઉપયોગ સારી રીતે કરાવવાની મારી મરજીનો બોધ થવા મેં જગતમાં બ્રહ્મ-વિદ્યા બનાવેલી છે. તે પ્રમાણે તમે કામ નહિં કરો તો મારે તમારા દેવપણાનો નાશ કરીને મનુષ્યના કે તેથી પણ નીચા અવતારમાં લાવવાનો વીચાર કરવો પડશે. આ મારી જગતને ઉત્પન્ન કરવાની બ્રહ્મ શકિતને ભગવતી, અંબાજી, ગાયત્રી, મહાલક્ષ્મી મહાકાલી; મહા; સરસ્વતી, ભુવનેશ્વરી, પારવતી, બહુચરાજી, રાધા, રૂકમાઈ, સીતા, માયા, પ્રકૃતિ, વગેરે નામો અપીને ભકિત કરે છે. **सर्व रुप मयींदेवी, सर्वं देवी मयं जगत.** મારાં હજારો નામ છે. વિષ્ણુ સહસ્ત્ર, શીવ સહસ્ત્ર ગાયત્રી સહસ્ત્ર, ગોપાળ સહસ્ત્ર, ગણેશ સહસ્ત્ર, વગેરે, હું કાંઈ એક મુર્તીમાંજ સંમાઈ ગયો નથી પણ જાણે આ પૃથ્વી રૂપી એક ફળ છે. એવાં હજારો ફળવાળી ડાળી રૂપે હું છું એવી હજારો ડાળીયો જેના સ્વરૂપમાં છે એવા ઝાડ રૂપે હુંજ છું એવાં હજારો ઝાડવાળું

વન પણ મારૂં ધામ છે. એવાં હજારો વનવાળો પર્વત જેવડો મને જાણો. ને એવા હજારો પર્વતવાળો દેશ મારો આકાર છે એવા હજારો દેશવાળું ભૂવન મારામાં થઇ શકે છે. એવા હજારો ભૂવનવાળો મહાસાગર મારામાં રહી શકે છે. એવા હજારો મહાસાગર જેની કોટમાં માળા સમાન છે એવો પરમપુરૂષ જેવડો હું છું. ને એવા હજારો પરમપુરૂષો જેના શરીરના વાળ બરાબર છે એવો મહાપુરૂષ મારી વિભૂતી છે, એવા હજારો મહાપુરૂષો જેના કિરણો જેવા છે એવો સુર્ય મારી મુર્તી છે. એવા હજારો સુર્ય રૂપે એટલે અપાર સર્વ શકિતમાન ને અખંડ રૂપે હું છું. એવી ધ્યાન દષ્ટિમાં તદાકાર થઇને જે સર્વ આત્માઓના સંબંધમાં આવી જ્ઞાન દષ્ટિ રાખીને રહે છે ને કામ કરે છે તે મારો પુરો ભકત છે. તેના અમ્મર આત્માને આ શરીરમાં અથવા બીજા અવતારમાં વધારે શકિતનો માલીક બનાવું છું. જે અજ્ઞાની માણસો છે તે મને દેખતા નથી. પણ જ્ઞાની માણસો તો મનેજ દેખે છે. આ જગતને જગતરૂપે નહિં પણ બ્રહ્મરૂપે દેખે છે. મારી અકળ કળાની અજ્ઞાનીઓને ખબર પડતી નથી. તેથી ઇંદ્રિયોને માટે અધર્મ કરે છે. હું પળવારમાં ચાહું તે કરનારો છું એવો વીશ્વાસ રાખીને સત્ય ધર્મથી તમારા ભકતો બરાબર રહેતા નથી, ને બીજાઓને દુઃખ દેછે ને દુખ પામે છે. સુખ આપે તો સુખ મેળવે છે. દશે દીશાઓમાં મારૂ એજ તમારૂં રૂપ સંપુર્ણ ભરેલું છે. આ ચીદાકાશ રૈપ હું સર્વજ્ઞ શકિતવડે જગતનો ફેરફાર કરતો રહું છું. આ મારા મનમાંથી ઉપજાવેલી જગતલક્ષ્મી મારુ રમકડું અથવા દાસી છે. ને અર્ધાંગના રુપ સ્ત્રીની પેઠે સેવા કરી રહી છે. પરમાત્મા રૂપ મહાસાગરમાં જગતરૂપ લક્ષ્મી બરફરૂપ છે. તે જેના મનમાંથી પુર્ણ ને સત્ય જ્ઞાનવડે ઓગળી જાય છે તે જીવનમુકત

વીદેહ મુક્તી પામે છે. અને જેના મનમાંથી તેનું સ્વરૂપ મટી જતું નથી તે તેમાં મારી પેઠે ભાવના પ્રમાણે રમણ કરે છે. અથવા અજ્ઞાન વડે અવતારોનું બંધન સ્વપ્ન પેઠે મેળવે છે. આ મારૂં સર્વાત્મામય સ્વરૂપ દેખીને સત્ય જ્ઞાનને યાદ રાખવાનો આગ્રહરાખી ને મારી ભકતી વડે જગતના આત્માઓ રૂપી મારી મુર્તીઓને પોતાના આત્મા પેઠે સુખ શાંતી આપવાનો ભારે ઉદ્યમરૂપી ભકતી શકતી પ્રમાણે કરે તો તેનું સદા કલ્યાણજ થાય છે, કામ ક્રોધ, લોભ, મોહ મદને માયાને વશ થઇ જે રાજાઓ રાવણ, કૌરવને કંસાદીની પેઠે કરે તો અંતે ધર્મીનો જય ને પાપીનો ક્ષય કરૂં છું, જનક. ભરત. પૃથુરાજા, ધ્રુવ, પ્રલ્હાદ રંતીદેવ વગેરેની પેઠે પ્રજાનું પાલન પોષણ બરાબર કરે. જો ન કરે ને પ્રજાની રાજલક્ષ્મી ભોગવે તો પાછલા જન્મનું પુણ્ય ભોગવવું પુરૂં થતાં ઘણા લાંબા વખત સુધી પાપ ભોગવવા નઠારા અવતારોમાં કે નરકમાં જાય છે. મારા કાયદાને ભુલી જાય છે. તેની વહેલી કે મોડી શીક્ષા ભોગવવી પડે છે રાજ્ય ની મુળ ઉત્પત્તિનું કારણ જુના વખતમાં પ્રથમ શુરવીરને બળવાન પુરૂષોને રક્ષણ કરવા માટે પ્રજાએ રાખેલા તેઓએ વધારે ગામડાંનું રક્ષણ કરતાં કરતાં તેમાં હાલ સુધીમાં સુધારો વધારો થયેલો છે. જે જે દેશોમાં પ્રજાસત્તાક રાજ્ય છે. એટલે પ્રજા સત્તાવાળો રાજ વહીવટ ચાલે. ત્યાંના લોકો પોતાની મરજી પ્રમાણે સુખ સામગ્રીનો સુધારો વધારો કરી સર્વાત્મક ધર્મ સાચવી સુખી રહે છે. અધર્મ ચાલી શકતો નથી. નોકરો પ્રજાના પૈસામાંથી પગાર લે છે. માટે પ્રજાના હિતનુંજ કામ સારી રીતે કરવાનું છે. જે ગરીબની આજીવીકા કે ધનની ઇચ્છા કરે છે તે નરકનીજ ઇચ્છા કરે છે માટે સર્વનું દુખ મટે એ પોતાનું દુઃખ મટયું સમજવું. રાજ્યની નોકરીથી કે

લક્ષ્મીથી આંધળા થયેલા જે લોકો મારો દ્વેષ કરે છે તે સર્વના આત્મારૂપ ભગવાનનો ભકતી ધર્મ જાણતા નથી તે મુર્ખપણાથી પોતાને મળવાનાં કષ્ટને દેખતા નથી. લક્ષ્મીનો સદુપયોગ થવા માટે આપવા લાયક વખતે આપી દેવી અને લેવા લાયક ઠેકાણેથી લેવી જોઇએ. સંપથી જગતને સુખઆપવાનાં મારી ભકતી રૂપી સારાં કામ જે કરે તે ઘણા લાંબા વખત સુધી સુખવાળી દશા મેળવે છે એવા ભકતો મને ઘણા વહાલા છે. તેથી તેઓ મારા અવીનાશી સ્વરૂપને પામીને અવીનાશી સુખ શાંતિરૂપી મુકતી મેળવે છે હે લક્ષ્મી હું તમારી અને સર્વ જગતની માતા સમાન છું. સર્વ જીવ જે મારાં અજાણી બાળકો છે. તેમને મારૂં આ સનાતન ધર્મનું જ્ઞાન આપવામાં મદદ કરશો તો મોટો લાભ થશેજ. આવા દેવાથી થોડા વખતનું દુઃખ મટે છે પણ ધંધો કે જ્ઞાનનું દાન દેવાથી ઘણા સુખી થાય. સર્વ યજ્ઞોમાં આ બ્રહ્મયજ્ઞ શ્રેષ્ઠ છે ને સર્વ દાનોમાં વેદનું દાન શ્રેષ્ઠ છે કારણ કે બીજા યજ્ઞોનું ફળ ક્ષણીક છે પણ આના ફળના સુખનો અંત દેખાતો નથી. લક્ષ્મી અધર્મથી મેળવી અધર્મમાં વાપરવી કે ધર્મથી મેળવી ધર્મમાં વાપરવી તે તમારા ભકતોને સમજાવશો.

**લક્ષ્મી**—હવે મારૂં અજ્ઞાન ને અભીમાન મટી ગયું છે મને ક્ષમા કરશો આપના જેવી મારા ભકતોને પરમાત્મા સદ્બુદ્ધિ આપો ને સર્વથી શ્રેષ્ટ શ્રેયકર મારા માલીકની ભકિત આપો એવું માગું છું.

### રાગ—માઢની છાયા

ઉભરાયો અખંડ આનંદ આજ, થયું પુરણ બ્રહ્મ સ્વરાજ્ય.
આ આનંદ માઝા મુકી, મનથી નીકળ્યો બહાર;
ઇંદ્રિયોમાં સમાઇ શકયો નહિં, દશ દિશાએ થયો વિસ્તાર—ઉભ૦

મહારાજાથી બ્રહ્મા સુધી, આનંદ જે કહેવાય;
બ્રહ્માનંદ વારી વીના, ટીપા તુલ્ય મનાય—ઉભરાયો૦
મધ્ય દિવસના રવીની આગળ, જેવો દીપ જણાય:
તેમજ બ્રહ્માનંદ સમીપે, વીષયાનંદ ગણાય—ઉભરાયો૦
આદી અંત જણાય નહિંને, થાય ન તેનું માપ;
એ સુખથી સુખીયાં છે સર્વે, નથી ત્યાં ત્રીવીધી તાપ—ઉભ૦
આ મનની ઇચ્છાઓ અવળી, પામી અતી વીરામ;
જ્ઞાતવ્ય આ પુરૂં થયું ને, લઉ સદા આરામ—ઉભરાયો૦



# વિશ્રામ ૧૧ મો

## વર્ણાશ્રમ ધર્મ.

ચોમાસામાં એક છોડવો સુકાઈ ગયો તે પોતાની જ્ઞાનશક્તિને વાસના પ્રમાણે એક મચ્છર થયો તે ફુલ ઉપર બેઠો. તે વારે કોઈ ભમરો તેને ખાઇ ગયો તેથી ભમરાનો અવતાર મળ્યો. ભ્રમર કમળ ફુલમાં બેસતાં કોઈ હાથી ફુલ ચાવી ગયો. તેથી હાથીના અવતાર પામ્યો. હાથીને સિંહે મારી નાંખ્યો તેથી તે સિંહના શરીરને પામ્યો. આ સિંહને ભીલ લોકોએ મારવાથી ભીલને ઘેર જન્મ થયો. આ ભીલ કાગડાના શીકારનો અભ્યાસ કરતાં મરી ગયો તેથી કાગડો થયો, કાગડાએ પોપટની પેઠે પાંજરામાં રહી સારૂં સારૂં ખાવાની ઇચ્છાથી પોપટનો અવતાર લીધો પોપટ ગાયમાં સુખ જાણવાથી ગાયનો અવતાર પામ્યો. ગાયનો બળદમાં

ભાવ રહેવાથી બળદ થયો બળદનો ખેડુતમાં જીવ લાગવાથી ખેડુત બન્યો આ પટેલનો બ્રાહ્મણના ધર્મની ઈચ્છાથી બ્રાહ્મણ થયો આ બ્રાહ્મણને રાજા બનવાની લાગણી હોવાથી રાજા થયો રાજાને મરતી વખત રાણીમાં જીવ રહેવાથી તે કોઈ રાણીની છોકરી થયો. તેણે આખી ઉમર ઘણુ પુણ્ય ભજન કરવાથી કોઇ રૂપી મહાત્માને ઘેર પુત્ર થયો તે બ્રહ્મજ્ઞાન મેળવી બ્રહ્માની ભક્તિ ભાવનાથી અપાર આકાશમાં પોતાની જુદી પૃથ્વી રચીને ઇશ્વરપણું ભોગવવા લાગ્યો આપણી પૃથ્વીના (બ્રહ્મા) એ જાણ્યું કે આ મારા જેવી રચના કરે છે પણ તેથી મને હરકત નથી. માટે મારે એને કશી હરકત કરવી નથી. આ અનંત ચીદાકાશમાં છેટે હોવાથી સુરજને તારા જેવા દેખાય છે તે જેટલા સુર્ય, ગ્રહોને ચંદ્રમાઓ છે તે સર્વ ઉપર જુદા જુદા પ્રકારની રચના પરમાત્માની છે આથી સમજવાનું કે—

દોહરો—તીવ્રયેગથી ભાવના, જે વસ્તુની થાય,
શીઘ્ર રૂપ તેનું ગ્રહે, ભ્રુંગ કીટનો ન્યાય.

બમરીના ઘરમાંથી કીડાની ભમરી બને છે તેમ પરમાત્માની ભક્તિથી ગમે તે દેહે કરી જેટલું ભજન કરે તેટલું તત્પદૈશ્વર્યને પામતો જાય છે તેથી અનુક્રમે શુદ્રમાંથી વશ્ય, ક્ષત્રી, બ્રાહ્મણ, સિદ્ધ, દેવ, એવા રૂપાંતરને પામે છે. માટે હરકોઈ ક્રિયાથી પરમાત્માનો અભ્યાસ જન્મથી મરણ સુધી વધારે બને તેમ કરવું ભક્તિરૂપ રસાયણ દવા ખાતાં સદ્‌ગુણરૂપ પથ્ય પાળવું, જેથી જગતના પીતા માતારૂપ બ્રહ્મથી કૃપા વરસે ત્યારે એ મારો ધણી છે એમ જણાય છે. સદાકાળ મન, વાણી ને કાયાથી ધર્માચરણવાળી ભક્તિ કરે ત્યારે જીવરૂપ પશુ ને પાશરૂપ દેહથી છોડીને પોતાનો આનંદને

ઐશ્વર્ય આપે છે જે માણસ મોક્ષમાર્ગ તજીને બીજા શ્રમ કરે તેને એક આંખે આંધળો જાણવો. કારણ કે આ લોકનું સુખને સ્વર્ગનુ સુખ થોડા વખત રહેનારૂં ને પરીણામે ચોરાશી લાખ જાતના અવતારોમાં ફેરવનારૂં છે. માટે જે ઇશ્વિરની કૃપાથી ભકિત કરી શકે તેવું માણસ શરીર મળ્યા છતાં જે પોતાના આત્માની ખરાબી કરે છે તેના જેવું આ જગતમાં બીજું શું નુકશાન છે? કાયીક વાચીક અને માનસીક પાપ કરનારા નરકના ને નીચા અવતારોનાં દુઃખો ભોગવે છે, તે ભોગવવાં હોય તો ગમે તેમ કરવું, પોતાના આત્માનું મુળ સુખ મેળવવા માટે માણસોનો જન્મ છે, છતાં સત્કર્મ કરીને પોતાનું સારૂં ન કરે તે છેતરાય છે આ કર્મ ભૂમી તથા ફળભૂમીમાંથી મેળવેલું પછીથી ભોગવાય છે માટે શરીર સારૂં હોય તથા મૃત્યુ દુર હોય ત્યાં સુધી બ્રહ્મનું સ્મરણ કરતાં કરતાં સત્કર્મો કરી લેવાં ઉત્તમ કામો કરવાથી સારા અવતારોમાં ચઢે છે. ને અધર્મ કર્મો વડે ઉતરતા અવતારોમાં ઉતરે છે. સત્કર્મોમાં હું નામ માત્ર છું. તે સર્વ ભગવાન કરાવે છે. એવી નમ્રતા રાખવાથી સંસારની તથા ભગવાનની પ્રીતિ પામે છે. હલકા ઉપર દયા, સરખા સાથે મીત્રતા, ઉત્તમ આગળ નમ્રતા સર્વના શાંત મીત્ર, જ્ઞાન દેવામાં ચતુર, સ્વધર્મમાં પ્રીતિવાળા, ને સત્યના બળવાળા થવું જોઇએ.

**अयंतुपरमो धर्मेयद्योगेनात्मदर्शन** જ્ઞાનવડે આત્મા બ્રહ્મનું એકપણું જોવું એ સર્વેનો મોટો ધર્મ છે માટે ચાર વાગે દરરોજ બ્રહ્મ મુહુર્તે એટલે પહેલો કુકડો બોલે તે વખત સારી ભાવના સાથે વહેલા ઉઠીને શૌચ દાતણને સ્નાનથી શરીરની સ્વચ્છતા કરવી, તથા

ધ્યાન જપ ને સંધ્યાદિ ભજનથી મનની નિર્મળતા કરવી. પ્રથમના પચીશ વર્ષના બ્રહ્મચર્યાશ્રમમાં ગુરૂ પાસેથી સારી વિદ્યા શીખી લેવી કે તેના પરિણામે ગૃહસ્થાશ્રમના ધર્મમાં સારો ઉદ્યમ કરી સુખથી રહી શકાય છે. માબાપે આપણે વાસ્તે લીધેલી મહેનત તથા આપેલી વસ્તુઓના દેવામાંથી છુટવા માટે તેમને દેવ જેવાં ગણી બની શકે તેટલો બદલો વાળવો, તથા બીજો પણ જે માણસોનો ઉપકાર થયો હોય તેનો બની શકે તેટલો બદલો આપવો યોગ્ય ધંધાથી જે ધન મળે તે પોતાના ને બીજાઓના સુખ માટે વાપરવું ઘણું ઉડાઉપણું કે કંજુસાઇ કરવી નહિ. પાપ કરી કુંટુંબનું પોષણ કરવાથી એકલા પોતાને અંતે પાપ ભોગવવુ પડે છે દુર્ગુણી માણસને ધનવડે અભીમાન અપકીર્તિ મોજ શોખ કામ, ક્રોધ, લોભ, ને વ્યસનાદિ થઇને જીવતાંને મુવા પછી દુઃખ આપે છે તે ધન સત્પુરૂષોને ધર્મ, અર્થ, કામ, મોક્ષ: પુણ્યને સ્વર્ગાદિ આપીને અહીં ને પરલોકે સુખ આપે છે. માટે સંતોષ રાખી નીતિથી વર્તવું.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં તથા વૈદક શાસ્ત્રમાં કહ્યું છે કે ઘણો કડવો, ઉનો, તીખો, ખારો, ખાટો દુર્ગંધીને એંઠો નહિં એવો તથા આત્માને સંતોષ ને શાંતી આપનારો ગુણકારી પાપ વીનાનો નીયમીત અને સાદો ખોરાક, સાદાં વસ્ત્રો, શુદ્ધ પાણી શુદ્ધ હવા, સારા વીચાર, સારાનું ધ્યાન ને સારા લોકો તથા શાસ્ત્રો વખાણે તેવાં કામ એ રાખવાથી બળ, જશ, ધર્મ, સુખ, આયુષ્ય જ્ઞાન ને ભકિતનો વધારો થાય છે, આ બ્રહ્મચર્યાશ્રમમાં કાયીક વાચીક ને માનસીક બ્રહ્મચર્ય પાળી શરીરનું રક્ષણ કરવું તેથી બળદની પેઠે શરીરની વૃદ્ધી તથા મન બળવાન થઈ ધર્મ, અર્થ કામને મોક્ષની

વધારે સિદ્ધી મળે છે, તેજ કારણથી લાજ શરમ રાખવાના ચાલતા રીવાજને ન પાળનારને પાપ લાગે છે ગૃહસ્થાશ્રમનો ઉદ્યમ સાચવવા માટે ને સારાં સંતાન માંટે ઇચ્છા હોય તો સદ્દગુણોમાં રહી જીંદગી સુધી આનુસરનારી રસોઇ વગેરે ઘરકામનું બાળકો સંબંધીનું આરોગ્યનું ને ભકિતનું જ્ઞાન મેળવ્યું હોય તેવી સ્ત્રી સાથે લગ્ન કરવું. તેમાં કન્યાવીક્રય, સાટાં, બાળલગ્ન, વૃદ્ધ લગ્ન, વિધવાપણું રોવું, કુટવું, પરાધીનતા ને છોકરા છોકરીઓ પર વધતો ઓછો પ્રેમ વગેરે દુઃખની શાંતી કરવા વડીલ માણસોએ સદ્દબુદ્ધી વાપરવી, જે સ્ત્રી પુરૂષ સાથે સદ્દગુણોમાં રહી ગૃહસ્થાશ્રમનો ઉદ્યમ કરે છે તે વિષ્ણુ સાથે લક્ષ્મી સમાન આનંદ પામવા પરમાત્માની સહાયતા મેળવે છે એમ જે સ્ત્રી પોતાના પુરૂષને પરમાત્મા રૂપ જાણે તે ઉત્તમ સતી છે. સ્ત્રી બીજા પુરૂષને ભાઈ બાપ કે પુત્ર જેવો દેખે તે મધ્યમ સતી છે. ને જે ધર્મ કુળાદિનો એકંદર વીચાર કરી મર્યાદામાં રહે તે કનીષ્ટ સતી છે, સતી સ્ત્રીયો ભકિતથી પરમપદ પામે છે ઇશ્વરરચીત ધર્મ શાસ્ત્રોની આજ્ઞા તોડીને સ્ત્રી કે પુરૂષ વ્યભીચાર કરે તો પરમાત્મા તરફથી શારીરીક તથા માનસીક દુઃખો આવે છે. તેઓ વાંઝીયાં વીયોગી રોગી ને પરીણામે નરકમાં જનારાં થાય છે હાથ વતી કે પોતાની સ્ત્રીમાં પણ અયોગ્ય મૈથુનનું ફળ રોગ દુઃખને આયુષ્યનો ક્ષય આપે છે માટે પશુપંખી જેટલું બ્રહ્મચર્ય પાળવું એટલે સ્ત્રીના ૠતુકાળના માસીક અભડામણના આઠ દિવસ પછી ને વીશેષ ભાગે સ્ત્રીની મરજી હોય તેટલાજ ને શરીર મન સારાં હોય તો પુનમ અમાસ વ્રત આદ્ય પર્વ વીનાના મનને સંકોચ ન હોય તેવા એકાંતમાંજ તેમાં પણ રાતના પહેલા પહોરમાંજ સ્ત્રી

સંગ કરવો, વચલા દિવસોમાં વીર્ય જવા દઇને રાખેલો ગર્ભ વધારે બળ બુદ્ધી ને આયુષ્યમાન થાય છે. સોળમા દીવસનો ગર્ભ પુનમના ચંદ્રમાની પેઠે સૌથી વધારે ભાગ્યશાળી થાય છે છેવટના દિવસોમાં ગર્ભ રહેતો નથી માટે બ્રહ્મચર્ય પાળીને ફરી અભડામણુ આવે નહિ તો ગર્ભ રહ્યો માનવો. ત્યારથી બાળક અવતરીને ધાવણુ છોડે ત્યાં સુધી બીજા સંતાન માટે સંગ કરવો નહિ. વિધવા સ્ત્રીઓએ સતી ના થવું કે પુનર્લગ્ન નહિ કરતાં ઘરમાં રહીને પણ મીરાંબાઇ પેઠે સાધુ સંન્યાસી જેવી ભકિત કરવી કારણ કે ચામડુ લોહી માંસ, હાડકાં મળમુત્ર મેલ ને દુર્ગંધવાળા શરીરમાં રમનારાં સ્ત્રીપુરુષો તે વીષ્ટા ને પરૂમા રમનાર કીડા જેવાં છે. પોતાનાં સત્ય સ્વરૂપને ના જાણવાથી સુતરખાના માટે મનથી પણ વ્યભીચાર કરે છે તે ભુંડું ફળ ભોગવે છે ઇંદ્રિયોમાં મન રહેવાથી અનેક અવતારોનું બંધન પામે છે તેજ મન પુરુષોત્તમ ભગવાનમાં લગે તો એક થઇ મોક્ષ અથવા સારામાં સારા મહાસુખ ધામને મેળવે છે માટે ભગવતીઓએ ભગવાનનું ભજન કરવું જોઇએ.

શ્લોક—અનસુયા પાર્વતી ગાર્ગી, સાવીત્રીને સીતા મતી.
આ પાંચ સમરે પાપ જાય, બોલો સતીયો હરી હરી

માટે પુરુષોએ પણ એક પત્નીવ્રત પાળી બ્રહ્મચર્ય વડે બ્રહ્મપ્રાપ્તી માં લાયક બનતા જવું જેમ રબારી બળદ માટે મોટી ગાયો પસંદ કરે છે તેમ કન્યાઓનાં મોટી ઉમરે લગ્ન કરવાં કે રંડાય તો પુરુ-પ્રસંગમાં કાંઇ સુખ નથી એવું જાણી લીધેલું હોવાથી વિધવાનો ધર્મ પાળી શકે. જો ન જાણી લીધેલું હોય તો કુંવારી કન્યાઓ પેઠે જ આખી ઉંમર સંસારના પ્રસંગમાં બ્રહ્મચર્ય સાચવી શકે જ

નહિ માટે તેની વિધવાઓનાં તેમની મરજી હોય તો ફરી લગ્ન કરવાં જોઈએ નહિ તો અસહ્ય દુઃખ દીધાનું મહા પાપ લાગે છે સૌનો સ્વભાવ સરખો નથી. લગ્ન કરવામાં પણ બાળકો જણાવવાનું, ઉછેરવાનું ને ખર્ચ પુરૂં કરવાનું વગેરે દુઃખ છે માટે શકિતનો વિચાર કરવો.

**બ્રાહ્મણધર્મ**—ब्रह्मविद स एव ब्राह्मणाः બ્રહ્મ જાણે તે બ્રહ્મનું મન બ્રાહ્મણ છે જનોઈ દેવાથી ગાયત્રી મંત્રવડે બ્રહ્મજ્ઞાનની શરૂઆત થાય છે માટે ત્રીકાળ, સંધ્યા. બ્રહ્મયજ્ઞ, તર્પણ વૈશ્વદેવ, શીવપુજન ને અતીથી સત્કાર નવરાશ પ્રમાણે પરમાત્મામાં મન મેળવીને કરવાથી યોગશકિત તથા પુણ્ય ફળ મેળવે છે. મોક્ષ તથા સ્વર્ગાદિ સુખ મેળવવા પવિત્ર જન્મ મળેલો છે તો સઘળાં સત્કર્મો કરી લેવાં સર્વ જીવોમાં મનુષ્ય, મનુષ્યોમાં બ્રાહ્મણ, બ્રાહ્મણોમાં વેદપાઠી, વેદપાઠીમાં બ્રહ્મજ્ઞ, બ્રહ્મજ્ઞમાં બ્રહ્મકર્મ ધર્મ પ્રમાણે વર્તનારા ભકિતભાવવાળા પ્રભુના સેવકો ભગવાનને વહાલા છે: બ્રાહ્મણો યજમાન વૃત્તિથી લાયક જોડાંનાં લગ્ન કરાવવાનો, મરણ પાછળ પુણ્યને ભગવાનનું પુજન કથા વગેરે કરાવવાનો, વખતના નીયમો જણાવનાર જ્યોતીષનો અગ્નીરૂપ વિશ્વના પુજનવાળો યજ્ઞકર્મનો જ્ઞાનકથાનો બ્રાહ્મણોની વિદ્યા ભણાવવાની પાઠશાળાનો, શરીરો સારાં રાખનાર વૈદ્યનો રાજનીતી સુધારનાર વકીલનો, પુસ્તકો રચનાર કવીનો, યોગાભ્યાસવાળા પાર્થેશ્વરનો, નિશાળ ભણાવવાનો, રસોઇ, વેપાર, ખેતી કે રાજની ગમે તે નોકરી કરવાનો ને વખતને ઓળખી કમાવા માટે ગમે તે ધંધો કરે ને ભણે છે પણ તેની સાથે બ્રહ્મજ્ઞાન જાણીને બ્રહ્મધર્મ કર્મવાળી ભકિત કરતા કરાવતા નથી. તેથી બ્રાહ્મણ પણું ઓછું થતું જાય છે, ને બીજા લોકોના જેવા

થતા જાય છે. वर्णा नाम ब्राह्मणो गूरुः પ્રથમથી સર્વના ગુરૂ બ્રાહ્મણો છે માટે સર્વને ભક્તિનું જ્ઞાન આપી તે પ્રમાણે કામ કરાવી સૌનું સારૂ થાય તેમ કરી સુખી રાખવા બ્રાહ્મણો નિર્માયેલા છે તે પ્રમાણે ન કરવાથી દેશ દુઃખી દશા પામતો જાય છે તેનો મુખ્ય ઉપાય સર્વ પ્રજામાં અખંડ બ્રહ્મના સ્વરાજ્ય મય છે આવું ભજન કરે અધ્યાત્મીક સ્વરાજ મેળવવાથી વ્યવહારીક સ્વરાજ મળી શકે છે. ભગવદ્ ધર્મો અહીંનાં તથા પરલોકનાં દુઃખ મટાડનારા છે. તે શાસ્ત્રોમાંથી જાણનારા બ્રાહ્મણોએ લોકોને જણાવવા જોઇએ. તેના બદલામાં બ્રાહ્મણોને દાન આપવાનો વહીવટ છે. તે લઇને બ્રહ્મધર્મો વડે અધર્મનો નાશ તથા ધર્મનો વધારો થાય તેવાં સાર્વજનીક કામ કરીને ભક્તિ કરવી જોઇએ. બ્રાહ્મણે વૃદ્ધાવસ્થામાં અનુકુળતા હોય તો વનમાં રહી ભક્તિ કરવાના વાનપ્રસ્થાશ્રમના ધર્મ પાળવા. પણ મન સંપુર્ણ શુદ્ધ ને જ્ઞાની થયું હોય તો સંન્યાસાશ્રમનો ધર્મ પાળી જગતમાં ફરવું ને ભક્તિનો ઉપદેશ કરવો, નહિ તો ઘરમાં મમતા ન રાખી ભક્તિ કરવાથી ગૃહસ્થને પણ સંન્યાસીનું ફળ મળે છે, કેમકે ઘર સંસાર પણ પ્રભુના સ્વરૂપની અંદર જ રહેલો છે. ગૃહસ્થાશ્રમના ધર્મ ન બજાવે ને યોગ્યતા વિના સંન્યાસી કે સાધુ થાય તો નીચા અવતારોમાં જાય છે. અનંત આત્મ સુખમાં રહે તેવો સંન્યાસી પરમહંસ કહેવાય છે. તે ફકત પ્રાણ રક્ષણ માટે ભીક્ષા લઈ તત્વ સ્વરૂપ પાકું કરતાં ને ભકતોને સંસારમાંથી બહાર કાઢવાનાં કામ કરતાં મુકિત પામે છે. છુટો માણસ બાંધેલાને છોડે તેમ પરમાત્માની પેઠે છૂટેલો ને તેમની પેઠે ઉત્પતિ. સ્થીતી ને લય કરી શકે તેવો થઇ અખંડ પરમાત્માના જ અવીનાશી સુખમય સ્વરૂપમાં એક થઈ બીરાજે છે.

**દોહરો**—સ્થાવર જંગમ સર્વમાં, જેને બ્રહ્મ જણાય
નામ રૂપ કલ્પીત ગણે, તે બ્રાહ્મણ કહેવાય.

**ક્ષત્રીયધર્મ**—ક્ષત્રિય ધર્મીઓનું રાજ્ય પ્રજાના પીતા જેવું, ઈશ્વરના અંશ જેવું, ભદ્રપણથી ચંદ્ર જેવું, પરાક્રમથી સુર્ય જેવું, ઈચ્છીત આપવાથી સ્વર્ગ જેવું, તૃપ્તી આપવાથી મેઘ જેવું, ગંભીરાઈથી સમુદ્ર જેવું, સહનશકિતથી પૃથ્વી જેવું, ભંડારથી કુબેર જેવું, ફરવાને જાણવાથી વાયુ જેવું પ્રજાપતીપણામાં બ્રહ્મા જેવું, સત્પુરૂષોમાં રામ જેવું, જ્ઞાનીના દાસ જેવું, સર્વ લોકોનું માનપાત્ર, દેવ મનુષ્ય, પશુ પખીને ઝાડવાળા જગતને પ્રસન્ન કરનાર. કર, દંડ વગેરે રાજ્યની આજીવીકા બીજાઓને પીડા કરનાર છે માટે કોમળ કર લઈ લોકોના પૈસા લોકો માટે વાપરનાર, પ્રજાના પૈસા સત્કર્મોમાં વાપરી પ્રજાને રાજી રાખનાર, ધર્મ પાળનાર, તથા પળાવનાર, ધર્મના કાયદાઓ સુધારી રક્ષણ કરનાર, શત્રુનો પુત્ર નીરપરાધી હોય તો શીક્ષા ન કરનારને પોતાનો પુત્ર અપરાધી હોય તો શીક્ષા દેનાર, પરસ્ત્રી મા જેવી જાણનાર, ધર્મને મુખ્યગણી પરમાત્માની આજ્ઞાઓ પાળનાર, ,સુર્ય પેઠે આઠ માસ જળ ખેંચી ચોમાસે પાછું દેવા પેઠે દુકાળ વગેરે વધારે ઉપયોગી કામોમાં ધન વાપરનાર, ગરીબો ઉપર પ્રેમ રાખનાર, જીવવાનાં સાધન વધારનાર સર્વના સુખને માટે રાજ્ય સમજનાર, ને લોકોનું, બ્રાહ્મણોનું, ગાયોનું, ધર્મનું, દેશનું ને પૃથ્વીનું રક્ષણ કરવા હથીયારો વડે લડાઈ કરવી પડે તો છેવટ ઉપાયે દેવા પડે તો પ્રાણ દઈને સઘળાં સત્કર્મોનું ફળ લેનાર રહેવું જોઈએ, તથા શ્રીરામ ને શ્રીકૃષ્ણ પેઠે આત્મજ્ઞાની થવું જોઈએ. धर्माविरुद्धोभूतेषुकामोस्मिभरतर्षभ. એટલે ધર્મનાં કામ જ પરમાત્માનાં કરાવેલાં ફરજીયાત છે.

જે શુરવીર પુરૂષ શાસ્ત્રોકત આચાર પાળનારાની મદદ માટે શસ્ત્ર વાપરે છે તેને મરણાંતે ઉત્તમ લોક મળે છે ને અધર્મ વધારવા માટે યુદ્ધ કરે તો નરક મળે છે, શરણાંગતનું કે સુપાત્રનું રક્ષણ કરવા માટે જે લઢીને મરે તે સ્વર્ગના આભુષણ રૂપ થાય છે. પાલન કરવા લાયક પોતાના દેશનું સારી રીતે નીતીથી પાલન પોષણ કરવામાં તત્પર રહે છે. તે ઉત્તમ લોકોમાં જાય છે. અને શાસ્ત્રથી વિરૂદ્ધ રીતે વર્તનારાઓને લાભ માટે જે યુદ્ધમાં કપાઇ મરે તે નરકમાં જાય છે. યુદ્ધ ધર્મ પ્રમાણે થયું હોય તેમાં મરણ પામેલાને માટે મનમાં ઉત્કંઠા વાળીને શુરા થયેલાની સ્ત્રીઓ છીએ આમ બોલતી દેવતાઓની કન્યાઓ આકાશરૂપી આંગણામાં ઉભી રહીને શુરાઓના કંઠમાં પહેરાવવા માટે કમળના પુષ્પની માળાઓ ગુંથતી વાટ જુએ છે, તેને દેવતાઓ વખાણે છે ને હજારો વર્ષ ત્યાં રહેવાનું મળે છે જે કાયદાઓ આખા જગત માટે છે તે જ દરેક માટે છે. જેમ અહીં રાજ તરફથી શીક્ષા થાય છે, તેમ પરમાત્મા તરફથી થાય છે. યમરાજા ( ધર્મરાજા ) જે ઇશ્વરની શકિતથી જીવોની બધી વાતો જાણે છે ને તેથી સ્વર્ગ નર્કની–સારા નઠારા અવતારોની શીક્ષા કરે છે. બીજાઓને દુઃખ દીધું હોમ તેમ તેને નરકમાં ભોગવવું પડે છે. એ મોટાં દુઃખ ભોગવ્યા પછી પાછા માણસનો અવતાર મળે છે તેમાં પણ પાછલાં તથા આ અવતારનાં પુણ્યપાપ પ્રમાણે સુખદુઃખ ભોગવે છે. ઘણો પુણ્યવાન માણસ સ્વર્ગના દેવલોકમાં જાય છે. ત્યાં ઘણી જાતનું સુખ ઘણાં વર્ષ ભોગવ્યાથી પુણ્ય પુરૂં થતાં તે પણ મનુષ્યમાં અવતરે છે. અધર્મી માણસો સુખી હોય છે તે પાછલા અવતારનું પુણ્ય હોય ત્યાં સુધીજ ને ધર્મીષ્ટ માણસો દુઃખી હોય છે તે પાછલા અવતારનું પાપ હોય

ત્યાં સુધીજ. માટે સદગુણ એજ સ્વર્ગ ને દુર્ગુણ એજ નરક આપે છે. જેને દેહ છે તેને કામ કરવાં પડે. તેમાં ધર્મ, અધર્મ જેટલા થાય તેટલાં સુખદુઃખ ભોગવવાં પડે છે. જે હાલમાં ધાર્મીક અને સુખી હોય તે પાછલા અવતારે તેવો હશે. ને હવે પછી પણ એવો અવતાર ભોગવશે, જે હાલમાં અધર્મી ને દુઃખી છે તે ગયા અવતારે તેવો હશે ને હવે પછી તેવો જ થશે ખરેરે મહા દુઃખની વાત છે અજ્ઞાની માણસો હાથે કરીને દુઃખી થાય છે ને પોતાના પરમાત્મપણાને મેળવતા નથી. માટે સર્વનું પોતાના આત્મા પેઠે રક્ષણ કરી ભક્તિ કરવી જોઇએ. નહિ તો રાજેશ્રી તે નરકેશ્રી થશે. રાજેશ્રી મટી જશે.

દોહરો—મનમાં મહા પ્રભુ ધરી, કરતાં સર્વે કામ,
એવું જે રક્ષણ કરે ક્ષત્રીય તેનુ નામ.

**વૈશ્યધર્મ**—વૈશ્ય ધર્મીઓએ સર્વના પોષણ માટે અનાજ, ફળ વગેરે જમીનમાંથી ઉત્પન્ન કરવાની ખેતી અને સર્વને આ દેશની તથા પરદેશની જોઇતી વસ્તુઓ પુરી પાડવાનો વેપાર કરીને ઘણું ધન મેળવવું ને વધારે પેદાશ થાય તેમ કરતાં શીખવું તથા સર્વને શીખવાડવું. ગરજવાન કે અજાણ્યા માણસ પાસેથી પણ સામાન્ય હદ ઉપરાંત ભાવ કે વ્યાજ લેવાં નહીં ખેતીનો ધંધો સૌને જીવાડનાર છે તો ઉપયોગી વસ્તુઓ ઉપજાવવા માટે ઉમંગથી ઉદ્યમ કરી વધારે ધનવાન થવું. ખરાબ વસ્તુઓની ઉત્પત્તિ તથા વેપાર કરીને પ્રાણીઓને પીડા આપીને પાપના ભાગીદાર બનવું નહીં પશુઓને ખોરાક પાણી વગેરેથી બરાબર સાચવીને તેમના આયુષ્યમાં વધારો કરીને તેમની શકિત પ્રમાણેજ કામ કરાવવું. જેવું આપ-

ણુને દુઃખ થાય છે તેવું તેમને થાય માટે સાચવી શકાય તેટલાં જ રાખવાં. સર્વ ધંધાઓ કરવામાં જેટલા આત્માઓને જેટલુ દુઃખ વેઠવું પડે છે તેના કરતાં તેના ઉપયોગથી ઘણા આત્માઓને સુખ મળે છે તો પાપ કરતાં પુણ્ય વધે છે. તોપણ બની શકે તેટલું દુઃખ ઓછું દેવું. ને મેળવેલા ધનમાંથી શકિત પ્રમાણે દાંન આપવું ઓછી વધતી જે જે કામમાં જરૂર હોય તે પ્રમાણે સારાં કામો થવા માટે પોતાના ખર્ચ માટે રાખીને વધારાના પૈસા હોય તે પ્રમાણે આપવા જોઇએ. પરોપકાર એજ પુણ્ય ને ધર્મ છે ને પરપીડન એ પાપ ને અધર્મ છે. પારકાંનું પ્રીય કરનાર તથા પ્રીય વસ્તુઓ આપનાર સર્વનો તેમજ પરમાત્માનો પ્રીય થાય છે માટે અન્ન, વસ્ત્ર; દવા પાણી ધન, વિદ્યા, જ્ઞાન, ઉદ્યમ વગેરે દુઃખ મટાડનારી દરેક વસ્તુઓ અશકત નીરાધારને નીર્ધનને તથા દેશનું સારૂં થાય તેવા કામમાં આપીને પ્રભુનાં બાળકોને સુખ આપ્યું હોય તેટલું પ્રભુ પાસેથી પોતાને ફરી વધારે ભોગવવા મળે છે. પૈસા સર્વાત્મા રૂપી પરમાત્માના છે. જેણે પાછલા અવતારે પુણ્ય કામોમાં વાપર્યા હતા તેને આ અવતારે વધારે મેળવી આપ્યા છે માટે લક્ષ્મી નકામી રોકી રાખીએ ને બીજાઓનાં દુઃખ ન મટાડતાં અપમાન કરીયે તો આ લક્ષ્મીના પુણ્યનો લાભ ખોઈ ને તેના બદલામાં ભીખારીનો અવતાર મેળવીએ છીએ. લાંબા વખતનું દુઃખ મટાડનારાં આપવા લાયક માણસોને થોડું દાન પણ ઘણું આપ્યા જેટલું ફળ આપે છે ને નિરૂપયોગી કામમાં ને નાલાયક માણસોને થોડું આપ્યાથી પણ ખરાબ પરીણામનું પાપ લાગે છે. અધર્મથી ધન મેળવીને દાનમાં વાપરે તો પણ દાનનું ફળ ન મળતાં અધર્મનું ફળ મળે છે મફત ભીખ માગનાર કે દાન લેનારે પણ વીના કારણ દાન લેવું નહિ

કેમ કે તે વડે પોતે કરેલાં સત્કર્મોના પુણ્યમાંથી ભાગ આપવો પડે છે. અથવા તેનો દેવાદાર થાય છે. તથા પાપ લાગે છે, જેમ રાજાની પાસે બેસી રહેવા કરતાં રાજ્યને ઉપયોગી કામ કરવાથી જે જોઇએ તે મળે છે. તેમ ઉદ્યમ છોડી દઈ ભજનમાંજ બધો વખત કાઢી બીજાઓની મહેનતનું પોતે મફતનું નહિ ભોગવતાં મન વચનથી ને તન ધનથી પુણ્યનાં કામો કરી શકાય છે માટે હરકોઈ ઉદ્યમ કરવો. ને હદ ઉપરાંત પુણ્યમાં પોતાનું સર્વ વાપરી નાંખીને પોતાની ચિંતા પરમાત્માને સોંપીને તેમની સર્વ સૃષ્ટીની ફીકર ચીંતામાં ઉમેરો નહિં કરવો જોઇએ.

જેમ આપણાં છોકરાંને માર મારે ને આપણી કૃપા માગે તો તે મળતી નથી તથા છોકરાંને વાંકસર મારતાં માબાપને અટકાવી વકીલ પેઠે સમજાવે ને છોકરાંને ખાવાનું આપે તો તે માબાપ તેના પર રાજી થાય છે તેમ દુખીયાંનાં દુઃખ મટાડનાર પર પરમાત્મા રાજી થઈ કૃપા કરે છે.

દરેક શહેરમાં એક એવી ઓફીસ હોવી જોઇએ કે જેમાં દેવસ્થાનોની ને બધી જાતની ધર્માદા રકમો એકઠી કરેલી હોય, ત્યાં શહેરનાં બધાં ભીક્ષુકો આવે તેમની લાયકાતની તપાસ થાય. પછી તેમાંથી સંન્યાસાશ્રમમાં, અનાથાશ્રમમાં, દવાખાનામાં, અન્નક્ષેત્રમાં, વીદ્યાશાળામાં, ધંધા નોકરીમાં, કે પુસ્તકો, પૈસા, વસ્ત્ર વગેરે મેળવવા માટે મોકલવામાં આવે ત્યાં સુખી થાય. ધંધા નોકરી જ્યાં ખાલી હોય ત્યાંથી આ ઓફીસમાં ખબરો આપેલી હોય. આથી સર્વે મજુરોને ઉદ્યમે વળગવાનું બની શકે કોઈ કારખાનાંમાં પણ જગાઓ ખાલી ન હોય તો પડતર જમીનમાં તેમને વસાવીને ત્યાં

ખેતીવાડીના કામની જોઇતી મદદ આપવી જોઇએ. આ સર્વ વ્યાપક આત્માની પ્રેમલક્ષણા ભક્તિ છે,

**રાગમાં.**

ભૂખ્યા તરસ્યાંને આનંદ આપેરે, તન મનનાં દુખડાં કાપોરે.
થાકેલાંનો થાક નસાડોરે, મીઠું મીઠું બોલીને હસાડોરે.
લુખું સુકું મળે તે જમાડોરે, સૌમાં આત્મા એક રમાડોરે.
સૌને જમાડીને પછી જમવુંરે, વૈશ્ય વિષ્ણુ સ્વભાવે રમવુંરે.

**શુદ્ર ધર્મ**—શુદ્ર ધર્માઓએ અને બીજાઓએ પોતાનું શરીર, સ્ત્રીપુત્ર, ઘર ને સર્વ જડ ચેતન જગત ઇશ્વરનું જાણી પાણી પૃથ્વી ઝાડ, પર્વત, નદીયો વગેરે સર્વની પેઠે જગતને કોઇ રીતે ઉપયોગી થઇને પ્રભુના સેવકરૂપે કામ કરી સમતાને સદાચારમાં રહી શાસ્ત્રોમાં કહેલા શુભકારક લાજ શરમને આચાર વિચારોના સર્વ ધર્મોમાંથી બની શકે તેટલું પાળીને સર્વની સેવારૂપી પરમાત્માના પુજનમાં સુખી રહેવું સુર્યનારાયણ જેવા સૃષ્ટી રૂપી પરમાત્માનું જ્ઞાન મેળવવાનો પણ બની શકે તેટલો પ્રયત્ન કરવો પોતાના શરીરનું ભાન છોડી દઇને પોતાના આત્માનું પરમાત્મા સ્વરૂપ દેખીએ તેમ સર્વના આત્માઓમાં પણ શુદ્ધ પરમાત્મા રૂપે દેખીને સારા વિચાર રાખી ખોટા વિચારોનો નાશ કરવો ગાંડા થયેલાના જુઠા બકવાદ જેવી ગાળો વ્યભિચાર, દારૂ માંસ તમાકુ* અફીણ વગેરેથી શરીર ને બુદ્ધિ બગડી જાય છે ને પોતાનાં છોકરાંનું પણ લોહી આથી બગાડવાથી આ મોટાં પાપ લાગે છે. તથા રોગી ભીખારીને થોડું જીવનારા થવાય છે. માટે દેશને દુઃખ દેનારી આ બાબતો બંધ કરવી જોઇએ.

---

* કોઇ ગામની ધર્મશાળામાં પચીસ પચાસ સાધુઓ આવ્યા હતા. ગામ લોકે રાંધી ખાવા સીધું આપ્યું. એક સાધુ માલપુડા

ઉતારવા બેઠો, ને બીજા બધા નદી ઉપર સ્નાન સંધ્યાદિ કરવા ગયા. અડધા માલપુડા થયા તે વખત આ સાધૂને ઝાંડે ફરવાનું થયું પણ ત્યાં બીજુ કોઇ નહિ હોવાથી રસોઇ કુતરાં બગાડે તથા કઢાઈમાંનું ઘી બળી જાય માટે પોતાની પાણી પીવાની તુંબડીમાંજ અગ્નીને તે ઉંચી મુકી દીધી ને કામ ચાલતું રાખ્યું બધા સાધુઓ આવ્યા જમવા બેસવાની તૈયારી થતાં એક સાધુની નજર તુંબડી ઉપર જતાં તે બોલ્યોકે અરે મહારાજ પેલી તુમડીમાં સારા સારા માલપુડા ભર્યા છે કે શું છે ? કેમ ઉંચે મુકી છે. આથી આ સાધુ ગભરાયો કારણ કે આ સાધુઓ જાણશે કે રસોઇ અભડાવીને આવું કામ કર્યું છે. તેથી ઘણોજ માર મારીને જીવતો રહેવા દેશે નહિ, ને જમશે નહી. તો હે સર્વજ્ઞ દયાળુ ભગવાન તમે મને માફ કરો એમ ઇશ્વરને શરણે ગયો. તેના આત્માઆંજ પરમાત્મા ભરેલા હોવાથી ઇશ્વરી ચમત્કાર થયો. સાધુઓએ તે તુંબડી નીચે ઉતારી જોયું તો અંદર માટીમાં છોડવો વાવેલો દેખાયો. પછી પેલા સાધુને પુછ્યું કે આ શું ઉગ્યું છે. તેણે સર્વ સાચું કહી દીધું. સાધુઓએ વાંક ક્ષમા કર્યો અને જમી લીધું તે છોડવાનું નામ તુંબાના ગુમાંથી થયો માટે તુંબાગુ એવું પાડયું. તે હાલ તંબાકુ તમાકુ કહેવાય છે તેનો રંગને વાસ વીષ્ટાના જેવાં છે. ઢોર પણ ખાતાં નથી. તેનો રોગ ઉપરજ ઉપયોગ કરવો જોઇએ પણ અજ્ઞાની માણસો છીંકણી, બીડી, ચલમ હોકો, ને તમાકુની દરરોજ ભકિત કરે છે. ને તેને પરણે છે એટલે સ્રીની પેઠ આખી ઉમર સુધી પડેલી ટેવ જતી નથી. પૈસા વખત, ને આરોગ્યનો નાશ કરનારીના આખા દેશના ઘણા લોકોના પૈસા વખત ને દુઃખનો સરવાળો કરીએ ને આ લોકોને સમજાવીએ તો તેઓ તમાકુ ત્યાગીને સુખી રહે માંસ, દારૂ ને વ્યભીચારથી આથી પણ ઘણાંજ ખરાબ પરીણામ ગાંડા ને અજ્ઞાની માણસોએ અનેક પ્રકારનાં દુઃખવાળાં સમજવાં જોઇએ. તે નાનપણથીજ તજવાં જોઇએ.

ખારી જમીનમાં વનસ્પતિ ખીલી શકતી નથી તેમ દુર્ગંધીવાળાં શ્વાસ, પરસેવા, મળમુત્ર તથા વાસી ખોરાક શરીર બગાડે છે. માટે સારા માણુસો પેઠે સારો ખોરાક, સારા વિચાર ને સારા કામોમાં રમણુ કરી દેશને દેવ ભૂમિ જેવો બનાવવા ઉપાય કરવા જોઇએ. આપણાં દુઃખ આપણે જ ઉપજાવેલાં હોય તે બંધ કરવા દુઃખનાં બીજ બાળી નાંખવાં. સૌને પોતાના આત્મા પ્રમાણે પ્રેમથી કોમળ ભાવે દેખી દયા રાખનારને પ્રભુની દયા મળે છે. માટે હે પરમાત્માના અંશાવતારો નબળાનું સબળે રક્ષણુ કરવુ સૌનું આત્મતત્વ ને ઇંદ્રિયો એકજ છે. એકજ ધરતી પર, એકજ હવામાં ને એકજ પાણી ને તેજથી જીવનારા સૌ એકજ પરમાત્માનાં બાળકો છે માટે આપણાં નામ પરમાત્માના નામ પ્રમાણે પાડેલાં છે.

રામશંકર શીવશંકર દેવશંકર મહાશંકર ઉમીયાશંકર હરીશંકર પ્રભાશંકર પ્રાણુશંકર રવીશંકર શીવરામ સુરજરામ ગણુપતરામ કૃષ્ણુારામ ભક્તિરામ આદીતરામ આનંદરામ પ્રભુરામ શોમારામ સીતારામ રામલાલ શીવલાલ અંબાલાલ ગોવિંદલાલ હરીલાલ કેશવલાલ માધવલાલ ઇશ્વિરલાલ રણુછોડલાલ શાંન્તીલાલ. કલ્યાણુદાસ ગોપાળદાસ કરશનદાસ વિઠ્ઠલદાસ મંગળદાસ પુરૂષોત્તમદાસ ગોવર્ધનદાસ વિષ્ણુદાસ ભગવાનદાસ નારાયણુદાસ જગતસિંહ અમ્મરસિંહ દેવીસિંહ રામસિંહ શીવસિંહ કૃષ્ણુસિંહ મુળસિંહ સુર્યસિંહ ભગતસિંહ ઓકારસિંહ દેવચંદ રામચંદ હરીચંદ મુળચંદ ધર્મચંદ સુરચંદ સ્વરૂપચંદ લક્ષ્મીચંદ લીલાચંદ અમીચંદ રામજી કાનજી દેવજી અમરાજી પ્રભુજી નાથુજી ગણેશજી રણુછોડજી ભગાજી શીવાજી પાર્વતી ઉમીયા ભગવતી જશોદા સીતા સરસ્વતી ગંગા જમના નર્મદા નારાંણી સાવીત્રી શુભદ્રા સુરજી મહાલક્ષ્મી ભક્તિ લીલા દેવકી અંબા શીવબાઈ રામબાઈ

વિશ્વંભર આખા વિશ્વનું ભરણપોષણ કરે છે તે વીશ્વકર્માની પેઠે સૌએ જગતને ઉપયોગી સર્વ ઉદ્યમો સૌના પાલન પોષણ માટે કરીએ તે પરમાત્માની ભકિતની બહાર નથી. પણ પરમાત્માના ચરિત્ર રૂપજ છે. માટે સર્વ વસ્તુઓ ઉપજાવવાની સર્વ કળાઓને કરીને પોતાના ઉદ્યોગોનો ધર્મ બજાવવો. સર્વ જાતની હુન્નરકળાઓમાં સુધારો કરવો તથા કરાવવો ને પૃથ્વીના સર્વ દેશના લોકોને તે શીખવાડવો જોઈએ.

લાકડાંના તમામ આકારના ઘાટ કરનાર સુતારનો, તથા તેને ગોળ કરી રંગનાર ખરાદીનો, લોઢાની તમામ વસ્તુઓ બનાવનાર લુહારનો, સોનું રૂપું, ત્રાંબુ કલાઈ વગેરેનાં ઘરેણાં કરનાર સોનીનો, ધાતુઓનાં વાસણો બનાવનાર કંસારાનો, માટીનાં વાસણો વગેરે કરનાર કુંભારનો, ઘર દેવાલય વગેરે ચણનાર કડીયાનો, પથરામાંથી ધાતુઓ શોધવાનું ને પત્થર કોતરવા વગેરે કરનાર સલાટનો કપડાં વણનાર વણકરનો, તે શીવીને બરાબર કરનાર દરજીનો, તે ધોનાર ધોબીનો, કપડાં રંગનાર રંગેજનો, તે પર તમામ જાતનું છાપનાર છીપાંનો, ચામડાં ઢોરનાં ઉતારનાર ઢેડનો, તથા તે પકવી ઉપયોગ કરનાર ચમારનો, તે શીવીને ઘાટ કરનાર મોચીનો, વાળ કાપી શરીર શોભાવનાર હજામનો, બધી જાતનાં તેલ કાઢનાર ઘાંચીનો બધી જાતનાં ફુલફળનાં ઝાડ ઉગાડનાર માળીનો, ખાવાની મીઠાઈ કરનાર કંદોઈનો, વાજાં વગાડનારાં વાજંત્રીનો, તથા ગાનાર ને નાટકથી બોધ કરનાર તળગાળાનો, ચીત્ર કાઢનાર ને છબી પાડનાર ચીતારાનો, પાણીમાં તારનાર તારાનો, વહાણ આગબોટ ને હોડીઓ ચલાવનારા વહાણવટીયાનો, પુસ્તકો છપાવનાર ને વેચનાર બુકસેલરનો, સારા કામમાં શુર ચઢાવનાર બારોટનો, પશુઓને પાળનાર રબારીનો, બળદ. ગધેડા ઉપર માલ ભરી વેચનાર વણઝારાનો,

ગામમાંની ગંદકી દુર કરી હવા બગડવા ન દેનાર ભંગીનો ગામની રખવાળી વગેરે કરનાર ઠાકરડાઓનો રૂમાંથી કપાશીયા કાઢી પીંજીને કાતણીઓ કરનાર પીંજારાનો, તથા કાંતીને દોરા કરનાર તમામ વર્ણનો વગેરે ખપના ધંધાઓ કરવા ઉપરાંત જે પોતાના દેશમાં બનતી હોય તેવી વસ્તુઓ બનાવવી કે તેથી પોતાના દેશના લોકોને ઉદ્યમ મળે તો જીવી શકે માટે જેવી કે કાગળ, કાચ, ઘડીયાળ, છત્રીઓ, દીવા, દીવાસળીયો, દારૂખાનું સુરોખાર, ફટકડી, સાબુ, સીમેન્ટ, વારનીસ લાખ, ઝવેરાત મીઠું ખાંડ, સાકર સ્લેટો, બટન, ટોપીઓ, બાઈસીકલ, મોટર વીમાન, મીલ, રેલ્વે ને વીજળીનો સામાન રસાયનીક મેળવણીઓ, તમામ જાતનાં યંત્રો વગેરે સર્વ વ્યવહારોપયોગી વસ્તુઓની વૃદ્ધી કરવી, કે તેથી પૃથ્વીપરના સર્વ લોકો સુખ પામે. આ કળીયુગની કળાઓ વડે પરમાત્માની શેવાનો ધર્મ પ્રેમથી પાળવો. પ્રેમથી પાળવો.

### રાગ—મંદાક્રાંતા છંદ

જ્યાં જ્યાં જોઉં, સરવ સ્થળમાં, ઇશ વ્યાપી રહ્યો છે.
પ્રાણીમાંને, જડજગતમાં, સર્વમાં એ ભર્યો છે.
શુદ્રે સેવા, સરવ વખતમાં, ધર્મ બીજો ન જાણું,
પ્રાણી સેવા, કરી સદગુરૂના, માર્ગમાં પ્રેમ આણું.



### — બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્યાદિકને નિત્ય કરવાનાં કામઃ —

**દોહરા**—નીર્મળ જળથી દેહને, નિર્મળ કરૂં છું આજ;
મનવાણી નીર્મળ કરૂં શુદ્ધ કરૂં સૌ સાજ. ૧

### પ્રાતઃ સંધ્યા-

આચમનથી જલતણો, થાય ઉદર પ્રવેશ;
આત્માથી તેમજ જગતનો. બનો અભેદ અશેષ. ૨

વૃત્તીરૂપ શીખા તણું, કરૂં છું બંધન આજ;
વૃત્તી રહો પ્રભુ રૂપમાં, તજી સો મીથ્યા સાજ. ૩

વિશ્વતણા કારણ વીભુ. બુદ્ધી પ્રેરક આપ;
શુભમતી આપી હે પ્રભુ, કાપો મારાં પાપ. ૪

ઇંદ્રિયો પાછી વળે, મન અંતર્મુખ થાય;
એ અંતર્મુખ મન વિષે, આપ સ્વરૂપ દર્શાય. ૫

પાપ વાસના દુર થઈ, મન અતી નિર્મળ થાય;
મોતતણું ભય દુર થઈ, અમર ભાવ દેખાય. ૬

પ્રાતઃકાલે વીશ્વમાં, શાન્તી સુખ દર્શાય;
તેમ મારી બુદ્ધી વિષે, આપે રહો સદાય. ૭

જેમ ઉદય રવી પુર્વમાં, રમણીય અતી જણાય:
તેમ મારી મતીને વિષે, આપગુણો ઝળકાય. ૮

અશુભ વૃત્તીરૂપ અઘતણું, મર્પણ કરૂં સદાય;
મનવાણી શુદ્ધ રાખીને, પાપ ન કરૂં જરાય, ૯

શુચી પ્રીતીરૂપ જલવડે, અર્ધ્ય દઉં હું આજ;
કૃપાવડે સ્વીકારીને દ્યો ભકિત મહારાજ, ૧૦

આપતણું સ્મરણ કરૂં, ધરૂં આપનું ધ્યાન;
શુચી શાન્ત ગંભીર રહું, રાખું કર્તવ્ય ભાન, ૧૧

વિદ્યામાં આગળ વધું, શુભ ગુણમાં પણ તેમ;
ભકિત જ્ઞાનને દઢ કરૂં, રાખી પુરણ પ્રેમ. ૧૨

### મધ્યાન સંધ્યા

દિવ્ય ગુણો જગમાં વધો, જેમ ગગનમાં સુર્ય;
નિર્મળ શાન્તી સુખ વધો, :થજો પાપ દુઃખ દુર ૧૩

શ્રેષ્ટ પ્રતાપી પ્રભુ તણું, ધરૂં છું મનમાં ધ્યાન.
જે પ્રભુ દે છે સુજને, સદા સુમતીનું દાન, ૧૪

### સાયં સંધ્યા

ક્ષણુ ભંગુરતા જગતની, કહે આથમતા સુર
જીવન ક્ષણુભંગુર ગણું, રહું પાપથી દુર. ૧૫
માનવ પશુ ને પક્ષીઓ, નીજનીજ સ્થાને જાય,
ત્યમ પ્રભુની ભક્તિ વડે, મન આ પ્રભુપ્રતી ધાય. ૧૬
જગ ગંભીરતા જોઇને, થઉં હવે ગંભીર;
તાપ વીનાશને જોઈને, તજું દુ:ખ થઈ ધીર; ૧૭
રાગદ્વેષ ઝાંખા કરૂં, અહી નીશા ઉપદેશ.
મનને અતી શીતળ કરૂં, પ્રીતે ભજી પરમેશ. ૧૮.

# વીશ્રામ ૧૨ મો.

## બ્રહ્મસાર ગીતા.

### રાગ–ચોપાઈ કે શલોખાનો

જગત સર્વ છે બ્રહ્મ પ્રકાશી, એક અદ્વૈત શાંત અવીનાશી,
જ્ઞાનીને વીશ્વ આનંદ રૂપ, બધે દેખે તે બ્રહ્મ સ્વરૂપ. ૧
વ્યાપક બ્રહ્મ છે પરમાત્મા જેહ, સર્વ સામર્થ્ય રૂપીઆ તેહ,
વીશ્વ બ્રહ્મમાં ઉપજે શમે, બ્રહ્મરૂપથી બ્રહ્મમાં રમે. ૨
જગત સર્વ તે પુરણુ બ્રહ્મ જોય, ભીન્ન ભાસેનાં કયારે આ કોય
પંડિતોને આ પરમાનંદ હોય, તે તો બધે જ એકાત્મા જોય. ૩
જે જન પામ્યો છે પરમાનંદ, કોઈ કાળે તે દેખે નહિ દ્વંદ્વ
શુદ્ધ સર્વ છે આતમારામ. તે વણુ ઠાલો આ નહિ કોઇ ઠામ. ૪
સાધુને મન જગ એ બ્રહ્મ, સ્વપ્ને પણુ ના ભાસેરે ભ્રમ.
બ્રહ્મજ્ઞાને છે સર્વમય બ્રહ્મ, કોઈ કાળે પણુ ભાસે નહિ ભ્રમ ૫
અમૃત સાગર બ્રહ્મ નિર્વાણુ વીશ્વ વિલાસ લહેરી જાણુ,
તરંગફેણુને બરફ અનંત, જળથી જુદાં તે કહે નહિ સંત. ૬

સમુદ્ર લહેરી તે એકજ રૂપ, તેમ જીવ છે બ્રહ્મ સ્વરૂપ;
નામ માત્ર તે કહીએ જીવ, સર્વ નીરંતર વ્યાપક શીવ. ૭
પીંડ બ્રહ્માંડ બ્રહ્મ વીલાસ, બ્રહ્મે ઉત્પત્તી બ્રહ્મો સમાસ;
બ્રહ્મરૂપથી બ્રહ્મમાં રમે, ફરી ઉપજે ને ફરી શમે, ૮
તેના વીના તો ઠાલો નહિ ઠાંમ, તે સરવે આ રૂપને નામ;
ગુણ દોષ ને હૃદયથી તજો આત્મા જાણીને સૌનેરે ભજો. ૯
બ્રહ્મા આદી આ કીટ પર્યન્ત, દેખો પ્રગટ શ્રી ભગવંત;
સર્વાત્મા બ્રહ્મનો સવમાં વાસ, આનંદ પુરણ સર્વની પાસ. ૧૦
બ્રહ્મરૂપ આ પરમેશ્વર જેહ, પ્રગટ પ્રકાશ બધે આ તેહ;
વીશ્વ તેહમાં વીષ્વે છે તેહ, સદાય સર્વદા આશ્રય એહ. ૧૧
અખંડ બ્રહ્મને ખંડીશનાંતાત સર્વ એકજ બ્રહ્મ સાક્ષાત;
બ્રહ્મ સ્વરૂપ ભાસે સંસાર મનોવૃત્તી હોય બ્રહ્મઆકાર ૧૨
જેવું મનમાં તેવું જગ હોય, એક મનેથી જુદાં ન કોય,
છે શીવ શાંતને અચળ સ્વરૂપ, તેની મધ્યે આ સર્વે છે રૂપ ૧૩
વીશ્વ સર્વ છે આત્મ વિલાસ, સર્વે કેવળ બ્રહ્મ પ્રકાશ,
સ્થંભ વીના તો પુતળી નવ હોય સ્થંભ રૂપ તે જાણુજ છોય ૧૪
વિશ્વ એમ તે બ્રહ્મથી જાણ, બ્રહ્મ વિષે આ વર્તે નીરવાણ;
વિશ્વ નામજ માત્ર છે તાત, સત્ય એક છે બ્રહ્મ સાક્ષાત. ૧૫
એક અનેક અનેકજ એક, એવો જાણોરે આત્મ વિવેક;
જગત સહિત રહિત તે રામ, જ્ઞાની પેખે છે પુરણ ધામ. ૧૬
પંચ વિષય તૃષ્ણાનો નાશ, મુકિત આવે છે તેનીરે પાસ;
વીષયવાસનાનો ક્ષય હોય, જીવન મુકત તે કહીયે નર સોય ૧૭
થાય વાસના વડે ઉંચ નીચ, જાય વાસના વડે દશ દીશ;
બ્રહ્મવીદ તે જાણજો રામ, જેને છે નહિ તૃષ્ણા કે કામ. ૧૮
નીરવાસન ચીત્ત જ્યાં તાત, પુરણ બ્રહ્મ છે તે તો સાક્ષાત,
વિષય તણો જ્યાં સંકલ્પ નહિ, મુકતીનું સુખ ભોગવે સહી. ૧૯

અન્ય વાસના સઘળી ટળે, બ્રહ્મ ભાવમાં જો મન મળે,
તે વૈષ્ણુવ ને જાણો સંત, ફકત બ્રહ્મમાં જેનું છે ચીત્ત ૨૦

જ્ઞાની કયાંય ન આસકત હોય આત્મલાભથી પુરણુસોય;
કીંચીત વીષય તણું નહી ધ્યાન, અનુભવે તે કેવળ બ્રહ્મજ્ઞાન. ૨૧

તે જ્ઞાનીને લાગુંરે પાય, જેની વીરૂદ્ધ નહીં જગરાય;
દેહ ભાવતે મનથી ટાળ્ય, કેવળ બ્રહ્મજ નીરંતર ભાળ્ય. ૨૨

બ્રહ્મ ભાવેથી મનનો લય થાય, સર્વ મનોરથ પુરણ થાય;
બ્રહ્મ ભાવે મન બ્રહ્મમાં ભળે, જન્મ મરણ સંશય સૌ ટળે,

એક ચીત્તથી સીદ્ધીજ હોય, જે સર્વેમાં એકાત્મા જોય,
અહંમાત્મા છે પરમાત્મા રામ, જ્ઞાન મુતીંને સર્વાત્મા ધામ ૨૪

આપોઆપ છે સ્વયં પ્રકાશ, સર્વ નીરંતર સર્વમાં વાસ,
સત્ય સ્વરૂપ સદા છે જેહ, તે તે હુંછુંને હુંછું તે તેહ. ૨૫

ભાસે બ્રહ્મજ સાક્ષાત્કાર, ચીત્ત પામે છે વીશ્રામ અપાર,
સંકલ્પ સર્વેતો પામેરે શાંત, બ્રહ્મ ભાવ છે એજ સીદ્ધાંત ૨૬

શીલા પેઠેજ રહે છે સ્થીર, આત્મઅર્ણુવ અતી ગંભીર,
મન તો અમન કરવાનું કામ, સેવો નીજ આ ચીદાનંદ ધામ ૨૭

આત્મા પરમાત્મામાં જઇ મળે, સોહં આત્મા છે સર્વ આ સ્થળે.
કરતાં આતમા તત્વ વીચાર મનોવ્રતી હોય બ્રહ્મ આકાર ૨૮
અતીજ્ઞાન સંપુર્ણ અભ્યાસે, અહંમમત્વ નાશજ થાશે.

આત્મા પરમાત્મામાં હેજ મળે. બ્રહ્મ આકારે રહે સૌ સ્થળે
દેખો દેવને દેહેરે દેહે, સેવો સર્વત્ર હરીને સ્નેહે.

દેહ દેવલ આત્મા છે દેવ, તેને પોતાનો જાણે સદેવ. ૨૯

બ્રહ્મ સમ્યક તો જાણોરે આમ, અખંડ સમાધી તેનુંજ નામ.
ધ્યાન ધારણા કરતાં કામ, ચંચળ ચીત્ત તે આવેજ ઠામ, ૩૦

સર્વ શકતીતે મન જીતે હોય, સીદ્ધીરીદ્ધીને પામે જ સોય;
બ્રહ્મા વિષ્ણુને રૂદ્રાદીક દેવ, કૃપા કરે તે અવસ્ય મેવ. ૩૧

જપઃ–મંગળનામ પ્રભુતણું શ્વાસોશ્વાસ જપાય;
આપપાસ આવ્યા તણો, જપ આ સુલભ ઉપાય, ૧૯

મન ઇંદ્રિયો સ્થીર કરૂં, જપું આપનું નામ;
ધ્યાન ધરૂં પ્રભુ આપનું પ્રીતે દિન તમામ ૨૦

આપતણું સ્મરણુ કરી, મળીશ નિત્ય એકાંત.
તનમનના તાપોશમી, થાશે બહુ જ નીરાંત ૨૧

હોમ:–હૃદયકુંડમાં બ્રહ્મરૂપ, પાવક જે કહેવાય.
રાગ દ્વેષરૂપ સમીધ બે, ત્યાં પ્રીતે હોમાય. ૨૨

આવા હોમ વિષે નકિ, પાપો સર્વે જાય,
વીષય વાસના દુર થઈ, જીવ શીવરૂપ થાય. ૨૩

બ્રહ્મયજ્ઞઃ–વેદાદિ સત શાસ્ત્રનું છે લક્ષ બ્રહ્મસ્વરૂપ;
શબ્દ અર્થને રહસ્યનું, ભણવું શાસ્ત્ર અનુપ. ૨૪

શાસ્ત્ર સાર મનમાં ધરી, વરતવું તદ અનુસાર;
દુઃખ દોષો સૌ ત્યાગીને, થાઉં સુખી અપાર; ૨૫

તર્પણ–ઉંચનીચ સૌ પ્રાણીને, દેવી તૃપ્તીસાર;
શુભ વીચાર શુભ કાર્યથી, મનમાં લાવી પ્યાર ૨૬

પ્રેમ રાખી સૌ પ્રાણીપર, કરવું હિત સદાય;
પ્રભુ પુજા પણ એજ છે, એ તર્પણ કહેવાય. ૨૭

પરમાત્મ બ્રહ્મથી અભીન્ન આતમા, મોટો દેવ ગણાય;
પુજા–મન સ્થીર કરવું તે વીશે, રાખી પ્રેમ સદાય. ૨૮

સ્થુલ સુક્ષ્મ જગભૂલીને, થવું પ્રભુમાં લીન;
એ મહાપુજા પ્રભુતણી, મનથી રહેવું દીન. ૨૯

વૈશ્વદેવ–ઉત્તમ મધ્યમ સર્વ જે, દેવ સમુહ કહેવાય;
તથા પીતૃ મનુષ્યને, દેવું અન્ન સદાય. ૩૦

પશુ પક્ષી ને કીટનો, પણ કરવો સત્કાર;
એમ હૃદય વીકસાવવું, રાખી પુરણ પ્યાર. ૩૧

પેટ ભરા થાવું નહિં, કરવો અન્ન વીભાગ;
યથાશકિત અન્ન આપીને, થવું સુખી મહાભાગ. ૩૨

## અતીથી સત્કાર

તેને શુભ અન્ન આપવું, અતીથી આવે જેહ;
સ્વાગત કરવું તેમનું, રાખી સારો સ્નેહ. ૩૩
પુણ્યે એ દિવસો મળે, આવતાં જેને દ્વાર;
જ્યાં વૈભવ હોતો નથી, ત્યાં કોઇ ન ચઢતું દ્વાર. ૩૪
મનને પ્રસન્ન રાખીને, યાચકને અન્ન આપ;
રૂડા એ દિવસો ગણી, પામ નહિં પરીતાપ. ૩૫
સર્વ કલ્યાણ સદાય એને, મન તૃષ્ણા ને કામ ન જેને;
નીર્મળ શાંતી ને સદા સ્થીર મન, જીવન મુકતનાં એવાં ચીન્હ, ૩૬
શુદ્ધ ધ્યાન છે તેનુંજ નામ સર્વમાં દેખે આતમારામ;
જ્યાં જોઇએ ત્યાં આતમારામ, આત્મા વીના કંઈ ઠાલો નહિ ઠામ ૩૭
ચીદાનંદ જે સોહં બ્રહ્મ જેહ. ઉત્તમ ધ્યાન ને ચીંતન છે એહ.
અંદર કૃત્યથી રહીત ધીર. સહજ સમાધ્યે વીચરે વીર. ૩૮
સમદર્શન કહીયે જ તેહ, સઘળે આત્માને જાણે છે જેહ.
દોષ બુદ્ધિને જ્ઞાની પરહરે, જ્ઞાની સર્વને હિત આચરે ૩૯
જ્ઞાની કામ જ સારાં કરે સર્વ, ધર્મ કર્મનો કરે ન ગર્વ;
તેના ફળને ઇચ્છેરે નહિ, બાળક દશાને જ્ઞાનીએ ગ્રહી. ૪૦
જીવન મુક્તને યોગેશ્વર તેહ, કર્મ કરે પણ એવોજ જેહ,
બ્રહ્મ વિચાર સદાય જેને, બ્રહ્મ સ્વરૂપ કહીયેરે તેને ૪૧
ફકત બ્રહ્મ છે મનમાં જ્યારે, મોક્ષ ધામ છે તે તોજ ત્યારે;
મન સંકલ્પ તેજ સંસાર, નિઃસંકલ્પ મન બ્રહ્મઆકાર. ૪૨
તે યોગી તે પરમેશ્વર બ્રહ્મ, જેનો કેવળ આતમ ધર્મ
નીર્મળ નર ને નારાયણ રૂપ, નીજ ધામને પામ્યો તે ભુપ. ૪૩

બ્રહ્મ વિષે આ નિશ્ચળ થઈ રહે અહંબ્રહ્મને સર્વ બ્રહ્મ કહે;
કેવળ બ્રહ્મનો કરે ઠરાવ, કેવળ બ્રહ્મ જ વિષે એક ભાવ. ૪૪

કેવળ બ્રહ્મ જ તણું છે ધ્યાન, તેનું નામ તે આતમ જ્ઞાન;
બ્રહ્મજ્ઞાનેથી મુકતી તો હોય, વેદ વાકય આ સત્ય જ હોય. ૪૫

કેવળ બ્રહ્મ જ નિરંતર જોઈ, બંધ મુકતીને દેખે નહિ કાંઇ.
બંધ મુકત તે કોને કહું નામ, બ્રહ્મ વિના તે ઠાલો નાં ઠામ ૪૬

સર્વ નિરંતર બ્રહ્મજ જોઈ, જીવનમુકત તે યોગેશ્વર હોય;
હું તું તજીને જુએ એકરૂપ, નીર્મળ નીશ્ચળ બ્રહ્મ સ્વરૂપ ૪૭

અહં બ્રહ્મને સર્વ બ્રહ્મ જોય, મન મરે તો પરમ સુખ હોય;
વ્યાપક શુદ્ધ છે પરમપદરામ, રહે નીરંતર તે નીજ ધામ. ૪૮

સર્વ સદાય જાણેજ બ્રહ્મ, સર્વ એકાત્મા તેથી નીષ્કર્મ;
બ્રહ્મ અવસ્થા પેખેરે જેહ; પુર્ણાનંદ ને ધનામૃત તેહ. ૪૯

વ્યાપક એકજ આતમારામ, નીર્મળ નીશ્ચળ પુરણધામ;
બ્રહ્મ ભકિતથી બ્રહ્મ થવાય, સદા બ્રહ્મમાં સુખે રહેવાય ૫૦

**રાગમાં**—હવે તો એક રામ રામ દુસરા ન કોઇ;

દુસરા ન કોઇ રે સંતો, દુસરા ન કોઇ; હવે તો०
જ્યાં જોઉં ત્યાં રામ રામ. દશેદીશ રામ રામ.

રામ જ્ઞાન પુર્ણ થયું પુર્ણ બ્રહ્મ માંહી.—
હવે તો એક રામરામ દુસરા ન કાંઈ.

સર્વાત્મા હું સર્વરૂપ, પરમાત્મા હું પુર્ણ રૂપ

મુળ એક બ્રહ્મનો સ્વભાવ થયો, ભાઈ.—

હવે તો એક રામ રામ બીજું નથી કાંઈ,
શાન્તીમય સ્વભાવ થયો. વિચારો વીરામ પામ્યા;

એક અખંડિત સત્યબ્રહ્મ સુખ આંહી,
હવે તો એક રામ રામ બીજું નથી કાંઈ.

ॐ શાન્તિ: સંપૂર્ણ. ॐ શાન્તિ:

